તુલા સંક્રાન્તિ મેષના ચંદ્રે થાય તો ધાન્યના ભાવમાં બે મહિને અથવા પાંચ મહિને લાભ થાય.

વૃશ્ચિક સંક્રાન્તિ વૃષભના ચંદ્રમાં હોય તો સર્વ ધાન્ય ખરીદવાથી બે માસમાં લાભ થાય.

ધન સંક્રાન્તિ મિથુનના ચંદ્રમાં હોય તો સર્વ ધાન્ય તથા ઘી, સૂતર ખરીદવાથી પાંચ માસે લાભ થાય.

મકર સંક્રાન્તિને દિવસે કર્કનો ચંદ્ર હોય તો ગોળ, ઘી, કપાસિયામાં પાંચ માસે લાભ થાય.

કુંભ સંક્રાન્તિને દિવસે સિંહનો ચંદ્ર હોય તો ધાન્યમાં ચાર તથા પાંચ માસે લાભ થાય.

મીન સંક્રાન્તિને દિવસે કન્યાનો ચંદ્ર હોય તો ચાર માસમાં અનાજ ઘણું મોંઘું થાય.

## ઉદય અસ્ત ગ્રહફળ

રૂ ના ભાવ ખાંડી ૧ ના રૂા. ૨૦૦) હોય ત્યારે નીચે પ્રમાણે ઘટવધની અસર અડસટા રૂપે થાય.

૧ શુક્રનો પૂર્વમાં અસ્ત હોય તો રૂમાં ટકા ૨૫થી ૩૦ના આશરે મંદી થાય.

૨ શુક્રનો પશ્ચિમમાં અસ્ત હોય તો રૂમાં વધઘટ થઈ ટકા ૩૦-૩૫ આશરે મંદી થાય.

૩ શનિનો પશ્ચિમમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૨૦ થી ૨૫ ના આશરે મંદી થાય.

૪ શનિનો પૂર્વમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૧૫ થી ૨૦ તેજી થાય.

૫ ગુરૂનો પૂર્વમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૪૦ થી ૫૦ તેજી થાય.

૬ ગુરૂનો પશ્ચિમમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૨૫ થી ૩૦ તેજી થાય.

૭ મંગળનો અસ્ત થાય તો ટકા ૩૦ થી ૩૫ મંદી થાય.

૮ વક્રી શુક્રનો અસ્ત થાય તો રૂમાં ટકા ૪૦ થી ૫૦ તેજી થાય.

૯ બુધનો પશ્ચિમે અસ્ત થાય તો પહેલાં તેજી થઇ પછી ટકા ૧૫ ની ઘણું કરીને મંદી થાય.

૧૦ શનિનો પૂર્વમાં ઉદય થાય તો રૂ માં ટકા ૨૦ થી ૨૫ ની મંદી થાય.

૧૧ બુધનો પશ્ચિમમાં ઉદય થાય તો દિવસ બે પછી ટકા ૧૫ ના આશરે મંદી થાય.

મેષ, સિંહ, તુલા અને ધન આ ચાર રાશિનો સૂર્ય રૂમાં તેજી કર્તા છે.

વૃષભ, મિથુન અને વૃશ્ચિક આ ત્રણ રાશિનો સૂર્ય રૂમાં મંદી કરનાર છે.

કર્ક, કન્યા, મકર, કુંભ અને મીનનો સૂર્ય થાય ત્યારે રૂમાં વધઘટ થતી નથી.

કોઇ પણ રાશિમાં સૂર્યની સાથે રાહુ હોય તો રૂ માં ૨૫-૩૦ ટકાની મંદી થાય. બીજા યોગો તેજીના હોય તો સાધારણ મંદો થાય, પણ ભાવ વધે નહિ.

મંગળ—મેષ, વૃષભ, મિથુન, સિંહ, કન્યા, તુલા, ધન, કુંભ અને મીન રાશિમાં મંગળ આવે ત્યારે રૂમાં તેજી થાય. કર્ક અને મકર રાશિનો મંગળ રૂમાં મંદી કરે. વૃશ્ચિક રાશિનો મંગળ થોડી વધઘટ કરે.

શુક્ર—મેષ, વૃષભ, મિથુન, કન્યા, તુલા, ધન અને મીન, રાશિનો શુક્ર થાય ત્યારે રૂના ભાવમાં મંદી થાય. કર્ક, સિંહ, મકર, કુંભનો શુક્ર રૂમાં તેજી કરે. વૃશ્ચિક રાશિનો શુક્ર વધઘટ કરે, જેટલું વધે તેટલું ઘટે, અને જેટલું ઘટે તેટલું વધે.

## ગ્રહોની ગતિ

સૂર્ય, બુધ, શુક્ર એક રાશિમાં એક માસ રહે છે.
મંગળ દોઢ માસ, અને ચંદ્ર સવા બે દિવસ રહે છે.

સુદ ૨ નો ચંદ્ર પંદર દિવસ ફળ આપે, પૂનમનો ચંદ્ર એક માસ સુધી ફળ આપે.

ગુરૂ યા બૃહસ્પતિ એક રાશિમાં ૧૩ માસ રહે છે.
શનિ એક રાશિમાં અઢી વરસ રહે છે.

રાહુ, કેતુ એક રાશિમાં દોઢ વરસ રહે છે.

બુધ, સિંહ રાશિમાં, કન્યા રાશિમાં અને મીન રાશિ પર આવે ત્યારે પ્રારંભમાં પંદર દિવસમાં રૂમાં ૮–૧૦ ટકાની મંદી થાય છે.

બુધ પુનર્વસુ નક્ષત્ર પર આવે ત્યારે રૂમાં મંદી કરે છે.

મેષ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, મકર, કુંભ અને મીન રાશિ પર બુધ આવે ત્યારે રૂમાં મંદી કરે છે. વૃષભ, તુલા, વૃશ્ચિક, ધન રાશિનો બુધ રૂમાં તેજી કરે છે.

## શનિશ્ચર વિચાર

એક રાશિ પર શનિશ્ચર અઢી વર્ષ સુધી રહે છે. એરંડા સરસવ, તલ, તેલ વગેરેનો સ્વામી શનિશ્ચર છે. તેથી તેલી પદાર્થના ભાવમાં વધઘટની અસર શનિની સ્થિતિ પર અવલંબે છે.

વર્ષનો રાજા શનિ હોય તો ધાન્યમાં તેજી થાય. અગાઉથી સંગ્રહ કરેલું અનાજ હોય તે શ્રાવણ અથવા માગશરમાં વેચવું. સંવત ૧૯૨૬, ૩૩, ૩૬, ૩૭, ૪૦, ૫૦, ૫૩, ૬૩ અને ૬૭ માં આ યોગ બન્યો છે.

તુલા રાશિ પર શનિ ૧૫ અંશ થયા પછી રૂમાં મંદી થાય છે.

આશ્લેષા નક્ષત્ર પર શનિ આવે તો રૂમાં મંદી થાય.

વૃશ્ચિક પર શનિ આવે ત્યારે રૂ અને ચાંદીમાં મંદી થાય.

કુંભરાશિમાં શનિ આવે ત્યારે રૂમાં તેજી થાય છે. શરૂઆતમાં છ માસ સુધી તેજી રહે છે. પછી ધીમે ધીમે ભાવ ઘટતા જાય છે.

કુંભરાશિના અંતમાં એટલે ચાર છ માસ બાકી હોય ત્યારે શરના ભાવમાં તેજી ચાલુ થાય છે. લગભગ ચાર માસમાં બમણા ભાવ થાય છે. સંવત ૧૯૯૩ માં આ યોગ થયો છે.

શનિ મકરરાશિ પર રૂ તેજી કરે છે. સંવત ૧૯૧૯, ૨૯, ૫૯, ૮૯ માં આ યોગ થયો છે.

શનિ કન્યારાશિ પર આવે ત્યારે અઢી વર્ષમાં વધઘટ થઈને સો ટકા તેજી થાય છે. સંવત ૧૯૪૭, ૭૭ અને ૭૮ માં એ યોગ બન્યો છે.

મકરરાશિ પર શનિ, મંગળ એકત્ર થાય ત્યારે રૂમાં તેજી કરે. મીન રાશિ પર સંવત ૧૯૬૬ માં એકત્ર થયા ત્યારે ૫૦) ટકા વધ્યા. મિથુન રાશિ પર સંવત ૧૯૭૨ માં વર્ષાકાલમાં એકત્ર થતાં ૨૫ ટકા વધ્યા. સંવત ૧૯૮૮ ના પોષ સુદમાં મકરરાશિ પર મંગલ, શનિ એકત્ર થતાં ૧૯૨) ના વધીને ૨૪૦) ના ભાવ દોઢ માસમાં થયા છે.

ગુરૂ અને શનિ તુલા રાશિ પર એકત્ર થાય તો રૂ માં મંદી કરે.

કન્યારાશિ પર શનિ હોય અને મીનનો ગુરૂ હોય તો રૂમાં ૭૫ થી ૧૦૦ ટકા તેજી થાય છે.

કુંભરાશિનો શનિ ચાંદીમાં તેજી કરે છે.

ધનરાશિનો શનિ વક્રી થાય ત્યારે શેરમાં ઘટવધ કરે. પહેલી મંદી, પછી તેજી-ફરી મંદી કરે.

## રાહુ ફળ વિચાર

રાહુ વૃષભરાશિ પર આવે ત્યારે ૧૨ માસમાં સો ટકાની તેજી રૂમાં થાય છે.

રાહુ મિથુનરાશિ પર રૂમાં મંદી કરે છે.

રાહુ કર્કરાશિ પર રૂમાં મંદી કરે છે.

રાહુ વૃશ્ચિકરાશિ પર આવે ત્યારે રૂમાં તેજી થાય છે.

રાહુ મિથુનરાશિ પર આવે ત્યારે ચાંદીમાં મોટી મંદી આવે છે.

રાહુ અથવા કેતુ મીન તથા કન્યારાશિ પર હોય ત્યારે અળશીમાં મંદી થાય છે.

કન્યારાશિ પર રાહુ હોય અને મંગળ સાથે થાય ત્યારે દોઢ માસમાં ટકા ૫૦ ની તેજી રૂ માં થાય.

સૂર્ય, રાહુ એક રાશિ પર આવે ત્યારે રૂમાં મંદી થાય અને એક નાડી પર આવે ત્યારે ૨૫–૩૦ ટકા ઘટે.

મંગળ, રાહુ એક રાશિ પર હોય ત્યારે કાપડ તથા મીલના શેરમાં મંદી થાય છે.

રાહુ, મંગળ તથા કેતુ મંગળ એકત્ર થયા હોય અને તે પક્ષમાં તિથિ ઘટે તો રૂમાં ૧૫ ટકા મંદી થાય.

હસ્ત તથા ઉત્તરાભાદ્ર પર રાહુ અથવા કેતુ હોય તો રૂમાં તેજી થાય છે.

## રાશિ ઉપર એકત્ર થતા ગ્રહોનું ફળ

ગુરૂ અને રાહુ, શનિ અને ગુરૂ, મંગળ અને શનિ, ગુરૂ અને શુક્ર, કોઇ પણ રાશિમાં ભેગા થાય તો રૂમાં તેજી કરે.

શુક્રથી ગુરૂ આગળ હોય તો રૂમાં તેજી કરે.

શનિ અને મંગળ એક બીજાથી સાતમી રાશિ ઉપર હોય તો રૂમાં ઘણી ઘટવધ થાય.

શુક્રથી ગુરૂ આગળ હોય તો સફેદ વસ્તુમાં તેજી થાય.

સૂર્ય, રાહુ એક રાશિ ઉપર ભેગા થાય તો રૂમાં ૨૫–૩૦ ટકાની મંદી થાય. રૂના ભાવ ૩૦૦) હોય તો ટકા ૫૦)ની મંદી થાય.

બુધ શુક્રની યુતિ થાય ત્યારે રૂમાં મંદી થાય. અળ-શીમાં સારી મંદી થાય. ચાંદીમાં પણ સારી અસર કરે.

બુધ અને શુક્ર એક રાશિના હોય અને જૂદા પડે ત્યારે રૂમાં તેજી થાય છે.

સૂર્ય બુધની યુતિ થાય ત્યારે પહેલાંથી રૂમાં તેજી કરે અને યુતિ થયા પછી મંદી કરે.

મંગળ સાથે કોઈ ક્રૂર ગ્રહ હોય તો રૂમાં તેજી થાય.

મેષ રાશિમાં સૂર્ય શુક્ર સાથે થાય તો રૂમાં ૨૫-૩૦ ટકા મંદી થાય.

કન્યારાશિમાં બુધ, ગુરૂ, શુક્ર ભેગા થાય તો રૂમાં ૫૦ ટકા આશરે મંદી થાય.

કુંભરાશિમાં ચંદ્ર, બુધ ભેગા થાય તો રૂમાં ૨૫-૩૦ ટકા મંદી થાય.

મીનરાશિમાં સૂર્ય બુધ સાથે થાય તો રૂમાં ૨૦-૨૫ ટકા મંદી થાય.

શુક્રથી ચંદ્ર ૧-૫-૮મી રાશિ ઉપર હોય તો રૂમાં થોડી ઘટવધ થાય.

શુક્ર ચંદ્ર એક રાશિ ઉપર હોય ત્યારે રૂ અનાજમાં મંદી થાય છે.

મંગળ, બુધ ભેગા થાય ત્યારે ચાંદીમાં મંદી થાય અને જૂદા પડે ત્યારે તેજી થાય.

શનિ, ગુરૂ એકત્ર હોય અને દર માસે જ્યારે કુંભ મીનનો ચંદ્ર થાય ત્યારે રૂમાં તેજી થાય છે.

રાહુ મંગળ અથવા કેતુ મંગળ ભેગા થાય અને તે પક્ષમાં તિથિ ઘટે તો રૂમાં ૧૫ ટકા મંદી થાય છે. મંગળ, રાહુ ભેગા થાય તો મિલનાશેર, સુતર, કાપડમાં મંદી થાય. ચાંદીમાં ટકા ૨-૩ ની, સોનામાં ટકા ૦॥ થી ૧ ની, અળશીમાં ટકા ૧॥-૨ ની તેજી થાય છે.

ચંદ્ર બુધ ભેગા થાય ત્યારે ચાંદીમાં તેજી થાય.

સૂર્ય-બુધ ભેગા થાય ત્યારે ચાંદીમાં મંદી થાય.

ગુરૂ-શુક્રનો વેધ હોય ત્યારે ચાંદીમાં તેજી થાય છે.

ચંદ્ર શુક્રનો પરસ્પર વેધ હોય તો ચાંદીમાં મંદી થાય છે.

સપ્તશલાકામાં બુધ શુક્રનો પરસ્પર વેધ હોય તો ચાંદીમાં મંદી થાય.

ચંદ્ર ૧-૫-૬-૯-૧૦-૧૧ મી રાશિનો હોય ત્યારે ચાંદીમાં થોડી મંદી થાય છે.

ગુરૂ, શુક્ર, શનિ, બુધ, ભેગા થાય તો સોના, ચાંદી આદિ ધાતુઓ અને કાપડની તેજી થાય છે.

મંગળ, ગુરૂ, શુક્ર ભેગા થાય તો અનાજમાં તેજી થાય. તે ચોથા મહિને વેચવાથી લાભ થાય.

ચૈત્ર માસમાં શનિ શુક્ર એકત્ર થાય તો ઘી, તેલમાં વધુ તેજી થાય.

બુધ, સૂર્ય, ગુરૂ ભેગા થાય ત્યારે અનાજના ભાવ સમાન રહે.

સૂર્ય, ગુરૂ, શુક્ર ભેગા થાય ત્યારે અનાજના ભાવ વધે.

ભાદરવાવદીમાં શનિ રાહુ એક રાશ ઉપર આવે ત્યારે રૂ, શણુ, સૂતરના ભાવોમાં સારી તેજી થાય.

સૂર્ય, ચંદ્ર, ગુરૂ ભેગા થાય ત્યારે જવ, મગ, વસ્ત્રનો સંગ્રહ કરી સાતમા માસે વેચવાથી લાભ મળે.

શુક્ર, મંગળ, સૂર્ય ભેગા થાય ત્યારે ઘી, તેલ, તુવરના ભાવ વધે.

મંગળ રાહુ વર્ષાકાળમાં એકત્ર થાય તો અફીણમાં તેજી થાય.

શાન મંગળ, વર્ષાકાળમાં એકત્ર થાય તો અફીણમાં તેજી થાય.

શુક્ર મંગળ ભેગા થાય ત્યારે ચાંદીમાં ટકા ૨–૩ વધે.

રાહુ મંગળ એક રાશિ ઉપર કે એક નક્ષત્ર ઉપર આવે ત્યારે ચાંદીમાં ટકા ૨–૩ ની તેજી થાય.

બુધ, ગુરૂ, શુક્ર, શનિ ભેગા થાય ત્યારે ચાંદીમાં ભારે ઉથલપાથલ થાય.

શુક્ર શનિ ભેગા થાય ત્યારે અળશીમાં ભારે વધઘટ થાય.

સૂર્ય, શુક્ર, ગુરૂ, શનિ રાહુ એ પાંચ ગ્રહો એકત્ર થાય તો વરસાદ થવો દુષ્કર થાય, અને સર્વ અનાજના ભાવ વધે.

સૂર્ય, બુધ, ગુરૂ, શુક્ર એકત્ર થાય તો ધાન્યમાં મંદી થાય.

મંગળ, બુધ, ગુરૂ, શુક્ર એકત્ર થાય તો વૃષ્ટિ થાય.

મંગળ, ગુરૂ, શુક્ર, શનિ એકત્ર થાય તો દુર્ભિક્ષ, અનાવૃષ્ટિ થાય.

મંગળ, શુક્ર, શનિ, રાહુ એકત્ર થાય તો અનાવૃષ્ટિ થાય.

સૂર્ય, બુધ, ગુરૂ, શનિ, રાહુ એકત્ર થાય તો દુર્ભિક્ષ થાય.

સૂર્ય, બુધ, ચંદ્ર, મંગળ, ગુરૂ, શુક્ર અને શનિ આ સાત ગ્રહો એકત્ર થાય તો ગોળ યોગ થાય–દુર્ભિક્ષ થાય. આ યોગથી સંવત ૧૯૫૬માં ભયંકર દુષ્કાળ પડયો હતો.

સૂર્ય, બુધ, શુક્ર, શનિ, રાહુ અને ચંદ્ર આ છ ગ્રહો એકત્ર થવાથી ઘણા દેશોમાં હિમ પડયું, ધરતીકંપ થયો, રૂમાં ૧૮૦ થી વધીને ૨૧૮ થયા. સંવત્ ૧૯૯૦ મહા શુદ પૂનમે આ યોગ હતો.

## ઉદય અસ્ત ગ્રહફળ અધિકાર

૧ શુક્રનો પૂર્વમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૨૫ થી ૩૦ મંદી થાય.

૨ શનિનો પશ્ચિમે અસ્ત થાય તો રૂમાં ટકા ૨૦ થી ૨૫ મંદી થાય.

૩ શુક્રનો પાશ્ચમે અસ્ત થાય તો રૂમાં વધઘટ થઇને ટકા ૩૦ થી ૩૫ના આશરે મંદી થાય.

૪ બુધનો પશ્ચિમે અસ્ત થાય તો પહેલાં તેજી થઇ ટકા ૧૫–૨૦ ની મંદી થાય.

૫ મંગળનો અસ્ત થાય તો ટકા ૫૦ ના આશરે મંદી થાય.

૬ વક્રગતિએ થયેલા શુક્રનો અસ્ત થાય તો રૂમાં ટકા ૫૦) ના આશરે તેજી થાય.

૭ શનિનો પૂર્વમાં અસ્ત થાય તો રૂમાં ટકા ૧૫ થી ૨૦ તેજી થાય.

૮ ગુરુનો પશ્ચિમે અસ્ત થાય તો રૂમાં ટકા ૨૫ આશરે તેજી થાય.

૯ ગુરૂનો પશ્ચિમે અસ્ત થાય તો રૂમાં ટકા ૩૦ના આશરે તેજી થાય.

૧૦ શનિનો પૂર્વમાં ઉદય થાય તો રૂમાં ટકા ૨૦-૨૫ની મંદી થાય.

૧૧ બુધનો પશ્ચિમે ઉદય થાય તો દિવસ બે પછી ટકા ૧૫ના આશરે મંદી થાય.

૧૨ ગુરૂનો પશ્ચિમમાં ઉદય થાય તો રૂમાં ટકા ૩૦-૩૫ મંદી થાય.

૧૩ ગુરૂનો પૂર્વમાં ઉદય થાય તો રૂમાં ટકા ૨૫ થી ૩૦ મંદી થાય.

૧૪ શુક્રનો પૂર્વમાં ઉદય થાય તો રૂમાં ટકા ૩૦ આશરે તેજી થાય.

૧૫ શુક્રનો પશ્ચિમમાં ઉદય થાય તો રૂમાં ટકા ૩૫ તેજી થાય.

૧૬ શનિનો પશ્ચિમે ઉદય થાય તો રૂમાં ટકા ૨૫ તેજી થાય.

૧૭ બુધનો પૂર્વમાં ઉદય થાય તો રૂમાં ટકા ૧૦ તેજી થાય.

૧૮ મંગળનો ઉદય થાય તો રૂમાં ટકા ૩૦-૩૫ તેજી થાય.

## વક્રી-માર્ગી ગ્રહફળ અધિકાર

૧ બુધ વક્રી થાય તો રૂમાં પ્રથમ તેજી થઇ ટકા ૧૫ મંદી થાય.

૨ ગુરૂ વક્રી થાય તો રૂમાં ટકા ૪૦ થી ૫૦ મંદી થાય.

૩ ગુરૂ અને શનિ બંને સાથે વક્રી હોય તો ૫૦-૬૦ ટકા મંદી થાય.

૪ શુક્ર વક્રી થાય તો રૂમાં ટકા ૪૦ આશરે તેજી થાય.

૫ શનિ વક્રી થતાં પ્રથમ તેજી થઇ રૂમાં ટકા ૪૦ મંદી થાય.

૬ મંગળ વક્રી થાય તો રૂમાં ટકા ૩૦ની તેજી થાય.

૭ મંગળ માર્ગી થતાં બે દિવસ પછી રૂમાં ટકા ૨૦ મંદી થાય.

૮ બુધ માર્ગી થાય તો રૂમાં ટકા ૧૦-૧૫ તેજી થાય.

૯ ગુરૂ માર્ગી થાય તો રૂમાં બે દિવસ પછી ટકા ૨૦ તેજી થાય.

૧૦ શુક્ર માર્ગી થતાં દિવસ ત્રણ પછી રૂમાં ટકા ૩૦ની મંદી થાય.

૧૧ શનિ માર્ગી થતાં રૂમાં પ્રથમ મંદી કરી ટકા ૨૫-૩૦ તેજી થાય.

૧૨ શનિ માર્ગી સોમ કે ગુરુવારના દિવસે થાય તો રૂમાં મંદી કરે.

## ગ્રહોનું નક્ષત્રફળ

પુનર્વસુ, હસ્ત, આર્દ્રા, પૂર્વાષાઢા, કૃતિકા અને વિશાખા નક્ષત્ર પર ગુરૂ આવે ત્યારે રૂના ભાવ ઘટે છે.

ચિત્રા નક્ષત્ર પર ગુરૂ રૂમાં તેજી કરે છે. આ યોગ સંવત ૧૯૪૩, ૫૫, ૬૭ અને ૭૮માં થયો છે.

હસ્ત નક્ષત્ર પર ગુરૂ, રાહુ અને શનિ હોય તો અશુભ થાય, રૂ. અને અનાજમાં તેજી થાય.

ચિત્રા નક્ષત્ર પર શનિ હોય અને અસ્ત થયો ન હોય તો અન્નાદિમાં તેજી થાય.

શ્રવણુ નક્ષત્ર પર કોઇ પણુ ક્રૂર ગ્રહ આવે તો ઘઉંમાં તેજી થાય.

ઉત્તરાભાદ્ર પર ગુરૂ આવે ત્યારે ચોખા અને ચાંદીમાં પ્રાયઃ મંદી કરે.

ઉત્તરાષાઢા પર ગુરૂ આવે ત્યારે ગોળના ભાવમાં તેજી થાય છે. સંવત ૧૯૪૬, ૫૮ અને ૭૦માં આ યોગ થયો છે.

પુનર્વસુ, હસ્ત અને વિશાખા પર શુક્ર આવે ત્યારે પ્રાયઃ મંદી થાય.

હસ્ત તથા ઉત્તરાભાદ્ર પર રાહુ કે કેતુ હોય તો રૂમાં તેજી થાય છે.

## વસ્તુઓની રાશિનો વિચાર

કપાસ–મીથુન

અળસી–મેષરાશિ

એરંડા-વૃષભરાશિ

ચાંદી (રજત)-તુલારાશિ

સૂતર, શેર, સુવર્ણ, સરસવ, ગહું (ગોધુમ), શર્કરા, (સાકર)-કુંભરાશિ

મોતી-સિંહ અને મીનરાશિ.

સોનું—કુંભરાશિ (અને મેષરાશિ)

ચોખા-મેષરાશિ.

જુવાર (યુગંધરી)-વૃશ્ચિકરાશિ.

તલ—તુલારાશિ

વસ્ત્ર—વૃષભરાશિ.

## ચંદ્રદર્શનફળ [1]

જેણે સર્વ તારાઓને પોતાને આધીન કર્યા છે અને જ્યોતિષ ચક્રમાં રહેલા ૮૮ ગ્રહો ઉપર જેની સત્તા ચાલે છે તે ચંદ્રનું બળ શાસ્ત્રકારોએ નીચે પ્રમાણે જણાવ્યું છે—

૧ તિથિના બળથી નક્ષત્રનું બળ ચારગણું છે. નક્ષત્રના બળથી વારનું બળ આઠગણું છે. વારથી કરણનું બળ બમણું છે. કરણથી યોગનું બળ બમણું છે. યોગથી તારાનું બળ સાઠગણું છે. તારાના બળથી ચંદ્રનું બળ સોગણું છે અને ચંદ્રના બળથી લગ્નનું બળ હજારગણું છે. માટે દરેક બાબ-

---

૧ મહાન ઉપાધ્યાય શ્રી મેઘવિજયજી રચિત અને અમારા તરફથી પ્રકાશિત વર્ષપ્રબોધગ્રંથમાં અગિયારમા ગ્રહગણુઅધિકારમાં ચંદ્રચાર સંબંધી પ્રકરણ વિશેષ જિજ્ઞાસુઓએ વાંચવું.

તનું શુભાશુભ ફળ જાણતા પહેલાં ચંદ્રબળ અને લગ્નબળનો વિચાર કરવો.

૨ કોઇ પણ માસની સુદિ ૨ના ચંદ્રમાના ઉદય વખતે તેનું પાંખડું ઉત્તર તરફનું ઉંચે એટલે ચઢીઆતું હોય તો તે પક્ષમાં રૂ તથા બીજી જણસોના ભાવ વધશે, અને જો દક્ષિણ તરફનું પાંખડું ઉંચું હોય તો દરેક વસ્તુના ભાવ ઘટશે. પરંતુ જો બંને પાંખડાં સમાન હોય તો રૂ તથા દરેક ચીજના ભાવ સાધારણ રહેશે.

૩ સુદિ બીજનો ચંદ્રમા રતાશ-લાલાશ ઉપર જણાય તો તે પક્ષમાં રૂનો ભાવ તેજ થાય અને ફીકા-ઝાંખા રંગનો હોય તો રૂના ભાવમાં મંદી થાય છે.

૪ કોઈ પણ મહિનાની સુદિ ૧૫ને દિવસે ચંદ્રમા ઊગતી વખતે એકમનો ભાગ હોય અને સૂર્ય તથા ચંદ્ર સામસામા જણાય તો રૂનો ભાવ ઘણો તેજ થશે. એક ખાંડીએ રૂા. ૨૦૦) નો ભાવ હોય તો રૂ. ૫૦) વધીને રૂ. ૨૫૦) ભાવ થાય. આ યોગ અનુભવસિદ્ધ છે.

૫ જો પૂનમ પૂરી હોય તથા ચંદ્રમા રતાશ ઉપર ઊગે તોપણ રૂની પીઠ વધશે.

૬ ચંદ્રમાનો ઉદય વાદળમાં થાય અથવા પૂનમના દિવસે વાદળથી આકાશ ઘેરાયેલું રહે તો દોઢ માસ સુધી રૂમાં મંદી થાય છે.

૭ પૂનમના દિવસે ચંદ્રમા ઝાંખો એટલે રાખ (છાણાંની રાખના) જેવો ઊગતી વખતે દેખાય તો એક માસમાં રૂના ભાવમાં ૩૦-૪૦ ટકાની મંદી થાય છે.

૮ જો પૂર્ણિમાના દિવસે ચંદ્રનું બિંબ નાનું જણાય તો રૂ તથા બીજી જણસોના ભાવ વધે. અને ચન્દ્રનું બિંબ મોટું જણાય તો પંદર દિવસમાં રૂ તથા બીજી જણસના ભાવ ઘટે છે.

૯ કાળા રંગનો ચંદ્રમા ઊગે તો માણસોની કતલ થાય.

ઉપરના યોગ અનુભવસિદ્ધ છે. વેપારીઓને બીજ અને પૂનમનો ચંદ્ર જોવાની પ્રાચીન રીતને અનુસરવાથી લાભ થશે.

## ફાગણ માસમાં ચંદ્રદર્શન વિચાર

ફાગણ માસમાં રવિવારના દિવસે ચંદ્રોદય થાય તો ધાન્ય મોંઘું થાય, અને ધાતુ મોંઘી થાય.

સોમવારે ચંદ્રોદય થાય તો સુકાળ થાય. અનાજ ને ઘી સસ્તું થાય.

મંગળવારે ચંદ્રોદય થાય તો ધાન્ય મોંઘું થાય.

બુધવારે ચંદ્રોદય થાય તો સર્વ પ્રકારનાં ધાન્ય મોંઘાં થાય.

ગુરૂવારે ચંદ્રોદય થાય તો અનાજનો પાક સારો થાય.

શુક્રવારે ચંદ્રોદય થાય તો ધાન્ય મોંઘું થાય.

શનિવારે ચંદ્રોદય થાય તો ધાન્ય મોંઘું થાય. દુકાળ પડે.

કોઈ પણ માસમાં શુક્લ પક્ષની બીજના દિવસે ચંદ્રનો ઉદય સૂર્યથી ડાબી બાજુ (વાયવ્ય ખૂણા તરફ) થાય તો તે માસમાં સર્વ શુભકારક છે અને જમણી બાજુ ચંદ્રોદય થાય તો તે દુકાળ કરે.[1]

---

૧ "ચંદ્રચાર" વિષે અમારા તરફથી પ્રકાશિત વર્ષપ્રબોધગ્રંથમાં અગિયારમો મહત્વનો અધિકાર વાંચો.

# શ્રી યુગપ્રધાન દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરિ રચિત શુકનશાસ્ત્ર

## ચૈત્ર શુક્લ દ્વિતીયા–ચંદ્રદર્શનફળઅધિકાર

એક વર્ષ સુધીના વ્યાપારના ભાવોમાં થનાર ફેરફાર માટે તથા તે વર્ષમાં થનારા બીજા બનાવો માટે પણ ચૈત્ર શુક્લ પક્ષની બીજને દિવસે સંધ્યાકાળે ચંદ્ર જો લાલ રંગનાં વાદળાંઓમાં અદૃશ્ય થએલો માલુમ પડે તો જાણવું કે તે વર્ષમાં ઘઉંની કિંમત ધીરે ધીરે વૃદ્ધિ પામશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ જો શ્વેત રંગનાં વાદળાંઓમાં અદૃશ્ય રહીને અસ્ત થઈ જાય તો જાણવું કે તે વર્ષમાં કપાસ તથા રૂ આદિક કાપડ બનાવવાની વસ્તુઓની કિંમતમાં ઘણો ઘટાડો થશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ ઝાંખા લાલ રંગનું માલુમ પડે તો જાણવું કે તે વર્ષમાં પશુઓના ઉપયોગનું ઘાસ ઘણું થશે નહિ.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ છેક અસ્તકાળ સુધી જો પીળા રંગનાં વાદળાંઓથી ઢંકાઈ રહે તો જાણવું કે તે વર્ષમાં રૂની કિંમત ઘણી જ વધી જશે.

સંધ્યાકાળે ચંદ્રના બિંબનો ફકત ઉત્તર દિશા તરફનો થોડો જ ભાગ માલુમ પડે તો જાણવું કે તે વર્ષમાં મરકી આદિ દુષ્ટ રોગનો ઉપદ્રવ થશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ ઉત્તર તથા દક્ષિણ બંને બાજુએ

સરખું માલુમ પડે તો જાણવું કે તે વર્ષમાં ગોળ આદિક રસની વસ્તુઓની કિંમતમાં ઘટાડો થશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ ફક્ત તેના ઊર્ધ્વ ભાગમાં જ માલુમ પડે તો જાણવું કે ત્યાં વરસાદથી મોટી રેલ આવીને ઘણાં પ્રાણીઓનો તેમાં નાશ કરશે.

સંધ્યાકાળે ચંદ્રના બિંબનો થોડો ભાગ જો દક્ષિણ તરફની બાજુએ જ જોવામાં આવે તો જાણવું કે તે વર્ષમાં અનાજની કિંમત ઘણી વધી જશે.

સંધ્યાકાળે ચંદ્રના બિંબનો ભાગ જો ખંડિત થએલો માલુમ પડે તો જાણવું કે તે વર્ષમાં મોટો દુકાળ પડશે અને તેથી ઘણા પ્રાણીઓ ક્ષુધાથી જ મૃત્યુ પામશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ જો ચળકાટ વિનાનું તથા રૂપા સરખા સફેદ રંગનું માલુમ પડે તો જાણવું કે તે વર્ષમાં લોકોને રાજ્ય તરફથી ઉપદ્રવ સહન કરવો પડશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ તેજ વિનાનું પીળા રંગનું માલુમ પડે તો જાણવું કે તે વર્ષમાં શ્યામ રંગવાળી વસ્તુઓની કિંમતમાં ઘણો વધારો થશે.

સંધ્યાકાળે ચંદ્રના બિંબની આસપાસ જો લીલા રંગનાં વાદળાંઓ જોવામાં આવે તો જાણવું કે [illegible]માં લાલ રંગની વસ્તુઓની કિંમતમાં ઘટાડો થશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ દક્ષિણ દિશા તરફ વધારે ચઢી-આતું માલુમ પડે તો જાણવું કે તે વર્ષમાં ખજૂર આદિ મિષ્ટ ફળોની કિંમતમાં ઘણો ઘટાડો થશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ અત્યંત તેજસ્વી અને ઉત્તર દિશા તરફ વધારે ચઢીઆતું જણાય તો તે વર્ષમાં અનાજના ભાવો મધ્યમસર રહે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ ઝાંખા આકાશના રંગ સરખું દેખાય તો શિશીર ઋતુમાં ઘણી ઠંડી અને હિમ પડવાથી તે ઋતુના પાકનો વિનાશ થશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ જો શ્યામ રંગનાં વાદળાંઓથી ઢંકાયેલું રહે, અને છેક અસ્ત સમયે જ દીઠામાં આવે તો સમજવું કે તે વરસમાં ઘી આદિક રસની વસ્તુઓની કિંમતમાં ઘણી વૃદ્ધિ થશે, કેમકે હરિભદ્રસૂરિ મહારાજ પણ પોતાના વ્યવહારકલ્પમાં લખે છે કે:—

चैत्रशुक्लद्वितीयायां, संध्याकाले भवेद्यदि ।
मेघैश्छन्नो निशानाथः श्यामरागो परंजितैः ॥ १ ॥
अस्तकाले पुनर्दृष्टिपथं यद्येति देहिनाम् ।
मूल्यं घृतादिवस्तूनां, तदब्दे वर्धते तदा ॥ २ ॥

અર્થ:—ચૈત્ર સુદ બીજના દિવસે સંધ્યાકાળે ચંદ્ર જો શ્યામ રંગનાં વાદળાંઓથી ઢંકાએલો હોય અને અસ્ત સમયે જો ફરીને પ્રાણીઓની દૃષ્ટિએ પડે તો જાણવું કે તે વર્ષમાં ઘી આદિક રસની વસ્તુઓની કિંમત ઘણી વધશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ નૈઋત્ય દિશા તરફ જ જો થોડું ઉદય પામેલું જણાય તો તે વર્ષમાં સૂર્યના અત્યંત તાપથી અનાજ આદિક પાકનો નાશ થશે.

સંધ્યાકાળે ચંદ્રબિંબ શ્વેત રંગનાં વિખરાઇ ગયેલાં

વાદળાંઓથી ઝાંખું ઝાંખું જોવામાં આવે તો જાણવું કે તે વર્ષમાં તેલ આદિક વસ્તુઓની કિંમત ઘણી વધશે.

સંધ્યાકાળે ચંદ્રના બિંબ તરફ કૂતરાંઓ ભસતાં જણાય તો તે વર્ષમાં મોતી આદિક શ્વેત રત્નોની કિંમતમાં ઘણો વધારો થશે.

સંધ્યાકાળે ચંદ્રના બિંબ તરફ દૃષ્ટિ કરતાં આપણી આંખોમાં જો અશ્રુઓ આવે તો જાણવું કે તે વર્ષમાં પક્ષીઓથી અનાજના પાકને ઘણું નુકશાન થશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ સૂર્યાસ્ત થતી વખતે જ દૃષ્ટિએ પડે તો જાણવું કે તે વર્ષમાં મનુષ્યોને અગ્નિ તરફનો ભય સહન કરવો પડશે.

સંધ્યાકાળે ચંદ્રનું બિંબ જો ત્રણ જગાએથી ખંડિત થએલું હોય તો તે જ માસને છેડે સુવર્ણ આદિક ધાતુઓની કિંમતમાં ઘણો ઘટાડો થશે.

સંધ્યા સમયે સૂર્યાસ્ત થયા પછી એક ઘડી પછી જો ચંદ્રનું બિંબ નિર્મળ આકાશ છતાં દૃષ્ટિએ ન પડે તો જાણવું કે તે વર્ષમાં લોકોના આરોગ્યની વૃદ્ધિ થશે.

## તિથિવાર ફળ અધિકાર

૧ જે માસ શુક્રવારે બેસે અને ચંદ્રોદય તે દિવસે થાય તો રૂમાં એક મહિનો તેજી થાય.

૨ જે માસ ગુરૂવારે બેસે તે જ દિવસે બીજનો ઉદય હોય અને તે માસની અમાવાસ્યા ગુરૂવારી હોય તો તે માસમાં રૂમાં વધઘટ થતાં તેજી થાય.

૩ જે માસ શનિવારે બેસે તે માસની પૂનમ શનિવારી હોય તો રૂમાં મંદી થાય. જેઠ માસમાં હોય તો વિશેષ મંદી થાય. પૂનમ ને રોહણી નક્ષત્ર હોય તો રૂમાં ૩૦-૩૫ ટકાની મંદી થાય.

૪ જે મહિનામાં શુદ બીજ ગુરુવારી અથવા શુક્રવારી. હોય અથવા શુદ બીજનો ક્ષય હોય અને શુદ ૧૫ શુક્રવારી હોય તો તે માસમાં રૂમાં ૧૫-૨૦ ટકાની તેજી થાય.

૫ કોઇ પણ માસમાં શુદ બીજના ચંદ્રનો ઉદય, આર્દ્રા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરા ફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ અને મિથુનરાશિ પર થતો હોય તો રૂ સૂતરના ભાવ તે માસમાં વધે.

૬ ચંદ્રમા મકર કે કુંભરાશિમાં ઉદય થઇને વાદળાઓમાં અસ્ત થાય તો રૂના ભાવ વધે.

૭ જે દિવસે ચંદ્ર ધન, તુલા અને કન્યારાશિ પર આવે તે દિવસે રૂમાં મંદી થાય.

૮ રવિવારે ચંદ્રદર્શન (શુદ ૨ નો ચંદ્ર) થાય તો રૂમાં મોટી વધઘટ થતાં મંદી થઇને તેજી થાય.

૯ સોમવારે ચંદ્રદર્શન થાય તો એક મહિના સુધી તેજી થાય. ચાંદી અને ધાન્યના ભાવ વધે.

૧૦ મંગળવારે ચંદ્રદર્શન થાય તો રૂમાં મંદી થઇ પાછળથી તેજી થાય, જેટલું ઘટે તેટલું વધે.

૧૧ બુધવારે ચંદ્રદર્શન થાય તો રૂમાં ૨૦-૨૫ ટકાની વધઘટ થઇ તેટલી મંદી થાય.

૧૨ શુદ ૨ બુધવારી, છઠ રવિવારી ને દસમ ગુરૂવારી હોય તો શુક્લપક્ષ તેજીમાં પસાર થાય.

૧૩ શુક્લપક્ષમાં બે બુધવાર, એટલે શુદ ૧૫ મંગળવારી હોય તો પંદર દિવસ તેજી થાય, અને વદ પક્ષમાં રૂમાં મંદી થાય અર્થાત્ એક અઠવાડિયું તેજી, બીજું અઠવાડિયું મંદી એ પ્રમાણે પણ વધઘટ થાય છે.

૧૪ ગુરૂવારે ચંદ્રદર્શન થાય તો દિવસ ૧૫માં રૂ, સૂતર, કાપડમાં થોડી તેજી થાય. ચાંદીમાં વધઘટ થાય. તેલ અને ઘીના ભાવ વધે. ગોળ, ખાંડ, સાકરમાં મંદી થાય. કારતક માસથી વૈશાખમાસ સુધીમાં શુદ ૧ને શુક્રવારે ચંદ્રદર્શન થાય તો રૂ, ચાંદી, તેલ, કાપડ, સૂતર, અનાજ વગેરેમાં એક માસ સુધી તેજી થાય.

૧૫ શુક્રવારે ચંદ્રદર્શન થાય તો શુક્લપક્ષમાં વધઘટ થઈ રૂમાં ૨૦–૨૫ ટકાની તેજી થાય. અને વદ પક્ષમાં મંદી થાય. ચાંદી, ચોખા, અનાજ, તેલમાં તેજી થાય, સોનામાં થોડી તેજી થાય.

૧૬ સુદ ૧, ૮, ૧૫, વદ ૮ તથા ૦)) અમાસ એ મુજબ પાંચ શુક્રવાર હોય તો આખો માસ મંદીમાં પસાર થાય.

૧૭ શનિવારે ચંદ્રદર્શન થાય તો રૂમાં થોડી તેજી થાય.

૧૮ ચંદ્ર શનિ, રવિ કે મંગળવારના રોજ ઉદય થાય અને તે માસની પૂનમ પણ તે વારની હોય તો રૂમાં તેજી થાય.

૧૯ સુદી પક્ષમાં તિથિ વધતી હોય અને વદિ પક્ષમાં

તિથિ ઘટતી હોય તો રૂના ભાવ સુદમાં તેજી થાય અને વદમાં મંદી થાય.

૨૦ સુદી પક્ષમાં કોઇ પણ તિથિ ઘટતી હોય અને વદિ પક્ષમાં વધતી હોય તો રૂના ભાવમાં સુદમાં મંદી અને વદમાં તેજી થાય.

૨૧ સોમવારી તિથિનો ક્ષય હોય તો રૂમાં દસ–બાર ટકાની તેજી થાય.

૨૨ ગુરૂવારી તિથિનો ક્ષય હોય અને સુદ ૨ તથા ૧૦ બંને તિથિ શુક્રવારી હોય તો રૂમાં ૨૦–૨૫ ટકાના આશરે તેજી થાય.

૨૩ સુદી ૨ સોમવારી, શુક્રવારી કે શનિવારી ઉદય થાય તો રૂના ભાવ દિવસ ૧૫–૨૦ માં વધે.

૨૪ સુદી છઠનો ક્ષય થાય તો રૂના ભાવમાં સુદી ૧ થી છઠ સુધી તેજી રહીને પછી ઘટે છે.

૨૫ સુદ છઠ રવિવારી હોય તો એક પખવાડિયામાં રૂમાં તેજી થાય.

૨૬ સુદ ૯ રવિવારી, સુદ ૧૦ ગુરૂવારી પરિપૂર્ણ હોય તો રૂમાં તેજી થાય.

૨૭ સુદ છઠ ગુરૂવારી અને સુદ ૧૦ રવિવારી પરિપૂર્ણું હોય તો તે માસમાં રૂ ના ભાવ એકદમ વધે.

૨૮ સુદ છઠ કે સુદ ૧૦ રવિવારી હોય તો રૂના ભાવમાં તેજી થાય.

૨૯ સુદ ૭ ગુરૂવારી હોય તો તે માસની સુદ ૧ થી ૧૦ સુધી દશ દિવસ રૂના ભાવમાં તેજી થાય.

૩૦ સુદ ૯ નો ક્ષય હોય તો સુદ ૧ થી ૯ સુધી રૂના ભાવમાં મોટી વધઘટ થાય.

૩૧ સુદ ૧૦ રવિવારી મૂળ નક્ષત્ર સાથે હોય તો રૂના ભાવમાં તેજી થાય.

૩૨ સુદ ૧૦ થી ૧૫ સુધીમાં તિથિ વધે તો તે માસમાં રૂના ભાવમાં તેજી થાય. અને ઘટે તો રૂના ભાવમાં મંદી થાય.

૩૩ સુદ ૧૪ નો ક્ષય હોય તો ચોદશ પછી એક માસ સુધી રૂમાં ૧૫-૨૦ ટકાની મંદી થાય. સંવત ૧૯૯૫ પોષ સુદ ૧૪ આ યોગ બન્યો છે, અને રૂના ભાવ ૧૬૪ થી ઘટી ૧૫૧ થયા છે.

૩૪ સુદ ૧૪ નો ક્ષય હોય અને તે દિવસે ચંદ્રગ્રહણ હોય તો ટકા ૩૦-૩૫ની મંદી થાય અને ગ્રહણ પાછલી રાતનું ઘેરાયેલું આથમે તો તે સવા બે દિવસનું ગ્રહણ ગણાય છે. જેથી મંદીનો યોગ પરિપૂર્ણ થાય છે. સવા બે દિવસના ગ્રહણના આવા સંયોગોમાં રૂમાં મોટી મંદી થાય, દોઢ માસમાં ૭૫ ટકા લગભગ ભાવ ઘટી જાય છે. સંવત ૧૯૫૫, ૭૬ અને ૮૮ના ચૈત્રમાં આ યોગ બન્યો છે.

૩૫ સુદ ૧૪ થી ૧૫ વધારે ઘડીની હોય તો રૂમાં મંદી થાય અને સુદ ૧૫ ઓછી ઘડીની હોય તો રૂના ભાવ વધે.

૩૬ સુદ ૧૫ ૫-૧૦ ઘડી સુધીની હોય તો રૂના ભાવ વધે અને ૩૦ ઘડી ઉપરની હોય તો રૂના ભાવ ઘટે.

૩૭ સુદ ૧૫ રવિવારી કે મંગળવારી હોય તો રૂના ભાવમાં તેજી થાય. પૂનમને રવિવાર હોય અને પૂનમ આઠ ઘડીની હોય તો રૂમાં ટકા ૧૦ના આશરે તેજી થાય.

૩૮ સુદ પૂનમ સોમવારી હોય અને તે દિવસે વૈધૃત કે વ્યતિપાત યોગ હોય તો રૂમાં ટકા ૧૫ લગભગ મંદી થાય.

૩૯ સુદ પૂનમનો ક્ષય હોય તો દિવસ ૧૫માં રૂના ભાવમાં તેજી થાય.

૪૦ પૂનમની વૃદ્ધિ હોય તો રૂમાં દિવસ પંદરમાં મંદી થાય.

૪૧ શુદી ૧૫ રવિવારી યા મંગળવારી હોય તો રૂમાં દિવસ ૧૫માં ૧૦-૧૨ ટકાની તેજી થાય, શુક્રવારી હોય તો તેટલા ટકા મંદી થાય અને શુદ પૂનમ શનિવારી હોય તો ઘણી ઘટવધ થઇ મંદી થાય.

૪૨ શુદમાં તિથિ વધે તો દસ દિવસ સુધી વધઘટ થઇ રૂમાં તેજી થાય અને તિથિ ઘટતી હોય તો તેનાથી દિવસ ૩માં તેજી મંદી થઈ છેવટે મંદી થાય.

૪૩ શુદ પૂનમ વધારે ઘડીની હોય અને અમાવાસ્યા ઓછી ઘડીની હોય તો રૂમાં તેજી થાય. પૂનમ થોડી ઘડીની હોય અને અમાવાસ્યા વધારે ઘડીની હોય તો રૂમાં મંદી થાય.

૪૪ શુદી ૧૫ સોમવારી થાય અને અમાવાસ્યા પણ સોમવારી થાય ને વચમાં શનિ વક્રી થાય તેમજ તિથિનો ક્ષય થતો હોય તો આ ત્રણ યોગ બળથી રૂના ભાવમાં દિવસ ૧૫ સુધી તેજી થાય.

૪૫ શુદી પૂનમનો ચંદ્રમા રતાશ ઉપર ઊગે તો રૂના ભાવમાં તેજી થાય. પૂનમનો ચંદ્ર અને સૂર્ય અસ્તસમયે બન્ને સામસામા દેખાય તો તે માસમાં રૂના ભાવમાં ૫૦ ટકા તેજી થાય.

૪૬ પૂનમનો ચંદ્ર ઉદય વખતે શ્યામ, છાણાની રાખ જેવા વર્ણવાળો દેખાય તો એક જ માસમાં ૪૦-૫૦ ટકાની મંદી થાય.

૪૭ મહાશુદ પૂનમે આકાશ વાદળથી ઘેરાયલું રહે તો રૂના ભાવમાં દોઢ માસ સુધી મોટી મંદી થાય. સંવત ૧૯૪૫, ૪૬, ૪૭ માં આ યોગ બન્યો છે. ઉપરના ત્રણે યોગ અનુભવસિદ્ધ છે.

૪૮ શુદિ યા વદિ ૮ નો ક્ષય હોય અને તે માસમાં મંગલ ગ્રહ રાશિ બદલતો હોય તો રૂમાં ટકા ૧૮-૨૦ ઘટે.

૪૯ શુદ ૨ શુક્રવારી તથા શુદ ૧૫ શુક્રવારી હોય તો રૂમાં ટકા ૨૦ આશરે તેજી થાય.

૫૦ વદી પક્ષમાં તિથિ વધે તો તેનાથી ૩ દિવસમાં રૂમાં તેજી થાય, અને વદી પક્ષમાં તિથિ ઘટે તો તેનાથી દિવસ ૩ માં રૂમાં મંદી થાય.

૫૧ વદ છઠ ઘડી બેની અંદર હોય તો તે માસમાં રૂના ભાવ ટકા ૨૦-૨૫ સુધી ઘટી જાય, રૂના ભાવ ૨૫૧) લગભગ હોય તો ૪૦ થી ૫૦ ટકાની મંદી થાય.

૫૨ વદી છઠનો ક્ષય હોય તો રૂના ભાવમાં એક માસમાં ૩૦-૩૫ ટકાની તેજી થાય અનેક વર્ષોમાં આ યોગ સાચો નીવડયો છે.

૫૩ વદી છઠ રવિવારી અથવા ગુરૂવારી હોય તો રૂમાં ટકા ૧૦-૧૨ તેજી થાય અને વદ ૬ રવિવારી ને વદ ૧૦ ગુરૂવારી હોય તો રૂના ભાવ સાધારણ મંદી થાય.

૫૪ વદી ૯, ૧૦, ૧૧માં રૂના ભાવમાં તેજી થાય તો વદી ૧૨, ૧૩માં મંદી થાય.

૫૫ વદી ૧૦નો ક્ષય હોય તો રૂના ભાવમાં સાધારણુ મંદી થાય.

૫૬ વદી ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૦)) નો ક્ષય હોય તો રૂના ભાવમાં તેજી થાય.

૫૭ વદી ૧૦ થી ૦)) સુધીમાં તિથિ વધે તો રૂમાં મંદી થાય અને તિથિ ઘટે તો રૂના ભાવ તે માસમાં તેજી થાય.

૫૮ વદી ૧૪ અને ૦)) ના દિવસે રૂના ભાવ વધે તો ત્યારપછીના ૧૫ દિવસમાં રૂના ભાવ વધઘટ થઈ, ઘટી જાય અને ૧૪, ૦)) એ ભાવ ઘટે તો પછીના ૧૫ દિવસમાં રૂના ભાવ વધે.

૫૯ વદી ૧૪ થી ૦)) વધારે ઘડીની હોય તો રૂના ભાવમાં તેજી થાય.

૬૦ વદ ૦)) ઘડી ૧૦ થી ઓછી હોય તો દિવસ ૧૫માં રૂના ભાવમાં તેજી થાય છે અને અમાવાસ્યા પૂરી હોય તો મંદી થાય છે.

૬૧ વદી ૦)) બે હોય તો તે માસમાં રૂના ભાવ મંદા થઇ આવતા માસમાં તેજી થાય છે.

૬૨ વદી ૦)) રવિવારી, મંગળવારી કે શનિવારી હોય તો રૂમાં તેજી થાય. અને સોમ, બુધ કે ગુરૂવારી હોય તો મંદી થાય, શુક્રવારી હોય તો વધઘટ થાય.

૬૩ વદ ૧૪ શનિવારી થોડી ઘડીની હોય અને તે દિવસે ૦)) ની વધારે ઘડી હોય તેમજ રવિવારે સવારના

ભાગમાં ૦)) હોય તો બે દિવસમાં રૂમાં ટકા ૮–૧૦ની તેજી થાય.

૬૪ વદી ૦)) ઘડી ૩૦ની અંદર હોય અને ઉપર શુદ એકમ થતી હોય તો બે દિવસમાં ટકા ૧૦–૧૨ ઘટે.

૬૫ રવિવારના દિવસે મૂળ નક્ષત્ર અથવા રેવતી નક્ષત્ર હોય તો રૂમાં ૧૦–૧૨ ટકાની તેજી થાય.

૬૬ જે મહિનામાં દૈનિક નક્ષત્રનો ક્ષય હોય તે દિવસે રૂના ભાવમાં તેજી થાય.

૬૭ રવિવારના રોજ મૂળ નક્ષત્ર વૈધૃત કે વ્યતિપાત યોગ સાથે હોય તો બે દિવસમાં ટકા ૧૦–૧૫ તેજી થાય.

૬૮ જે દિવસે તિથિ વૃદ્ધિ પામે તે દિવસે વૈધૃત કે વ્યતિપાત યોગ હોય તો રૂના ભાવ મંદા થાય.

૬૯ જે દિવસે પંચક બેસતાં હોય અને તે દિવસે મૃત્યુ યોગ હોય તો રૂમાં ૫–૭ ટકાની મંદી થાય છે.

૭૦ જે પક્ષમાં તિથિનો ક્ષય હોય તે પક્ષમાં રાહુ, કેતુ, કે મંગળ રાશિ બદલતા હોય એટલે બીજી રાશિમાં જતા હોય તો તે પક્ષમાં રૂમાં ટકા ૧૫ લગભગ ઘટે.

૭૧ કોઈ પણ માસમાં આવતા પ્રથમ રવિવારના પહેલા ભાગમાં ધનિષ્ટા નક્ષત્ર બેસતું હોય તો દિવસ પાંચમાં રૂનો ભાવ તેજી પર આવે, તેમજ ગુરૂવારે સાંજે ખરીદનારને શુક્રવારે લાભ થાય.

૭૨ દશમને ગુરૂવારે ધનિષ્ટા નક્ષત્ર તથા ધ્રુવ નામે યોગ હોય અને ધનિષ્ટા નક્ષત્ર બીજા દિવસ સુધી અખંડ રહેતું

હોય, આ પંચ યોગના પ્રભાવથી રૂમાં ટકા ૭૫ થી ૧૦૦ સુધી તેજી થાય છે.

૭૩ જે દિવસે વ્યતિપાત કે વૈધૃત યોગ હોય અને તે દિવસે દૈનિક નક્ષત્ર રોહિણી હોય અને વૃષભનો ચંદ્ર હોય તો આ ત્રિકસંયોગથી રૂમાં તેજી થાય છે.

૭૪ જે દિવસે વ્યતિપાત યોગ હોય તે દિવસે રૂમાં મંદી થાય.

૭૫ શુક્રવારે વ્યતિપાત યોગ રૂમાં તેજીકર્તા છે.

૭૬ કૃતિકા નક્ષત્ર રૂમાં મંદી કરે પણ સોમ, બુધ અને શનિવારે હોય તો તેજી કરે.

૭૭ પુષ્ય નક્ષત્ર પ્રાય મંદી કરે અને મંદી થાય તો આશ્લેષા નક્ષત્રમાં તેજી થાય.

## વારફળ અધિકાર

૧ પાંચ રવિવારવાળો મહિનો હોય તો રૂમાં વધઘટ થાય, અનાજના ભાવમાં તેજી થાય.

૨ પાંચ સોમવાર હોય તો રૂમાં તેજી અને ચાંદીમાં વધઘટ થાય.

૩ પાંચ મંગળવાર હોય તો રૂ તથા ચાંદીમાં વધઘટ થાય.

૪ પાંચ બુધવાર હોય તો રૂમાં શુદ પક્ષમાં તેજી થાય તો વદ પક્ષમાં મંદી થાય અથવા અઠવાડીક તેજી-મંદી ચાલે-વધઘટ થાય. ચાંદીમાં ટકા ૨-૩ ની વધઘટ થાય, તેજીમંદી લગાડનારને લાભ થાય. એક માસમાં ગોળ, ખાંડ, ઘી, તેલ, તેલીબીયાં તથા રસકસના ભાવ વધે.

૫ પાંચ ગુરૂવાર હોય તો રૂ, સૂતર અને કાપડના ભાવમાં તેજી થાય અને ચાંદીમાં મંદી થાય.

૬ એક માસમાં પાંચ શુક્રવાર હોય તો રૂમાં વધઘટ થઈ મંદી થાય, ૧,૮,૧૫, ૦)) શુક્રવારી હોય તો ૨૫-૩૦ ટકા મંદી થાય છે. ચાંદીમાં વધઘટ થાય. અને ઘીના ભાવ વધે તો વેચવું.

૭ પાંચ શનિવાર હોય તો એકંદરે મંદી થાય. શુદ ૧ ને શુદ ૧૫ શનિવારી હોય તો પંદર દિવસ મંદી થાય.

જેઠ શુદ ૧ ને શનિવાર અને શુદ ૧૫ ને શનિવાર હોય તો જરૂર ૧૫-૨૦ ટકા મંદી થાય અને અનાજના ભાવમાં તેજી થાય.

૮ એક મહિનામાં પાંચ રવિવારને પાંચ સોમવાર હોય તો રૂ, સુતર, ચાંદી વગેરેના ભાવમાં ફેરફાર થાય. એકંદરે તેજીનું વલણ રહે.

૯ પાંચ સોમવાર ને પાંચ મંગળવાર હોય તો રૂ, સુતર ચાંદીમાં તેજી થાય.

૧૦ પાંચ મંગળવાર ને પાંચ બુધવાર હોય તો તે માસમાં ચાંદીમાં ઘણો ફેરફાર થાય. તેજી-મંદી લગાડનારને લાભ થાય.

૧૧ પાંચ બુધવાર ને પાંચ ગુરૂવાર હોય તો રૂ, ચાંદીમાં ટકા ૨-૩ ની વધઘટ થાય. તેજી-મંદી લગાડનારને લાભ થાય.

૧૨ પાંચ ગુરૂવાર તથા પાંચ શુક્રવારનો મહિનો હોય તો ચાંદીમાં વધઘટ થાય.

૧૩ પાંચ શુક્રવાર કે પાંચ શનિવાર હોય તો રૂ, ચાંદી અળશી વગેરેમાં, જેના ભાવમાં શુદિમાં તેજી થાય તે વદિમાં મંદી અને મંદી થયા હોય તે તેજી થાય.

૧૪ પાંચ શનિવાર તથા પાંચ રવિવારનો મહિનો હોય તો રૂના ભાવમાં એક માસમાં તેજી થાય.

## માસફળ અધિકાર

### કારતક માસ

૧ કારતક શુદી ૧ બુધવારી હોય અને કારતક શુદ ૫ રવિવારી હોય તો રૂના ભાવમાં તે પખવાડિયામાં તેજી થાય. અનાજના ભાવ વધે.

૨ કારતક શુદી ૧ ને ફાગણ શુદી ૧ એ બંને બુધ, શનિ, રવિ કે મંગળવારી આવે તો રૂના ભાવમાં સારી તેજી થાય, સર્વ વસ્તુ મોંઘી થાય. તેલ, ઘઉંમાં તેજી થાય.

૩ કારતક શુદ ૫ શનિ કે રવિવારી હોય તો દિવસ ૧૫માં રૂના ભાવ વધે.

૪ કારતક શુદિ પંચમી મંગળવારી હોય તો રૂના ભાવ ફાગણ વદ ૦)) સુધી ૫૦ ટકા વધે.

૫ કારતક માસમાં વરસાદ થાય તો રૂના પાકને નુકશાન થાય તેથી ભાવ વધે.

૬ કારતક વદ ૧૦ શનિવારી હોય અને મઘા નક્ષત્ર હોય તો ૪ માસ સુધી રૂના ભાવ વધતા જાય.

૭ કારતક શુદી ૫ બુધવારી હોય તો દુર્ભિક્ષ થાય. આ યોગ સંવત ૧૯૫૬, ૫૯, ૬૨ અને ૭૬ માં થયો છે.

૮ કારતક શુદ ૭ શનિવારી હોય તો સર્વ શ્વેત વસ્તુમાં ૩ માસ સુધી તેજી થાય.

૯ કારતક શુદ પૂનમે ભરણી નક્ષત્ર હોય તો પંદર દિવસ સુધી રૂના ભાવમાં તેજી થાય.

૧૦ કારતક વદ ૮ મે પુષ્ય નક્ષત્ર હોય તો રૂના ભાવ વધે.

૧૧ કારતક શુદ ૧ બુધ કે ગુરૂવારી હોય તો ચાંદીમાં મંદી થાય.

૧૨ કારતક શુદ સાતમ શનિવારી કે રવિવારી હોય તો પંદર દિવસમાં રૂના ભાવ વધે.

## માગશર માસ

૧૩ માગસર સુદ ૧ બુધવારી હોય તો રૂ, કપાસ, સૂતર તથા સર્વ સફેદ વસ્તુના ભાવમાં તેજી થાય.

૧૪ માગસર માસમાં પાંચ સોમવાર કે પાંચ શનિવાર હોય તો માસ ૧ સુધીમાં રૂ, સૂતરના ભાવ વધે.

૧૫ માગસર શુદ ૭ ગુરૂવારી હોય તો રૂ, કપાસ, સૂતર અને દરેક શ્વેત વસ્તુના ભાવ વધે અને શુદ ૭ શુક્રવારી હોય તો ભાવ ઘટે.

૧૬ માગસર શુદ ૧૫ ગુરૂવારી હોય તો માસ ૬–૭ સુધીમાં રૂ, કપાસ, સૂતરના ભાવમાં તેજી થાય.

૧૭ માગસર શુદ ૧૫ મે રોહિણી નક્ષત્ર હોય તો રૂમાં મંદી થાય.

૧૮ માગસર માસની સુદ ૧૧ કે વદ ૧૧ રવિવારી હોય તો સૂતર, રૂ ખરીદી વૈશાખ માસમાં વેચવાથી લાભ થાય.

૧૯ માગશર વદ ૭ શુક્રવારી હોય તો રૂ, સૂતર, કપાસ, ઘી વગેરે શ્વેત વસ્તુમાં મંદી થાય.

૨૦ માગશર વદ ૧૧ બુધવારી હોય તો રૂ, સૂતરના ભાવ તેજ થાય.

## પોષ માસ

૨૧ પોષ માસમાં પાંચ ગુરૂવાર હોય તો રૂમાં સાધારણ તેજી થાય, પાંચ શનિવાર હોય તો રૂ, સૂતર, કપાસ મોંઘાં થાય.

૨૨ પોષ શુદ ૧ મંગળવારી હોય તો રૂ, કપાસ, સૂતર, ઘી વગેરે ધોળી વસ્તુના ભાવ વધે.

૨૩ પોષ સુદ ૧૫ મે પુષ્ય નક્ષત્ર હોય તો એક માસ સુધી રૂમાં તેજી થાય.

૨૪ પોષ શુદ ૧૩ મંગળવારી કે શનિવારી હોય તો ઘઉં અને ઘીનો સંગ્રહ કરવાથી લાભ થાય.

૨૫ પોષ વદ ૧૨ બુધવાર અને જયેષ્ઠા નક્ષત્ર હોય તો ઘીના ભાવ વધે.

૨૬ પોષ શુદ ૧૫ના વાદળ થાય તો માસ બેની અંદર રૂમાં ટકા ૨૦-૨૫ની મંદી થાય, અને વાદળ ન થાય તો રૂમાં તેજી થાય.

૨૭ પોષ વદ ૦)) રવિવારી હોય તો રૂ, સૂતર, કપાસ, ઘી તથા ધોળી વસ્તુના ભાવ વધે.

૨૮ પોષ વદ ૦)) શનિ, રવિ કે મંગળવારે હોય અને જયેષ્ઠા કે પૂર્વાષાઢા નક્ષત્ર હોય તો દુર્ભિક્ષ થાય.

૨૯ પોષ માહ તથા ભાદરવા, માસમાં દસમનો ક્ષય હોય તો તે માસમાં ઘી મોંઘું થાય.

૩૦ કોઇ પણ માસમાં શુદ ૩-૪નો ક્ષય હોય તો ઘી અને મગ મોંઘાં થાય.

## મહા માસ

૩૧ મહા શુદ ૧ ગુરૂવારી તથા મહાવદ ૦)) ગુરૂવારી હોય તો રૂ, સૂતર કપાસ વગેરે ધોળી વસ્તુના ભાવ વધે.

૩૨ મહા શુદ ૧ શનિવારી કે મંગળવારી હોય અને તે દિવસે આકાશ વાદળાંથી રહિત નિર્મળ હોય તો રૂ, કપાસ, સૂતર વગેરે ખરીદ કરી ત્રણ માસ પછી વેચવાથી દોઢા કે બમણા ભાવ મળે.

૩૩ મહા શુદ ૫ના રોજ વાદળ થાય તો ફાગણ માસમાં રૂના ભાવમાં તેજી થાય.

૩૪ મહા શુદ છઠ નિર્મળ હોય તો ચૈત્ર માસમાં રૂની તેજી થાય.

૩૫ મહા શુદ છઠના રોજ વરસાદ ગાજે તો રૂમાં તેજી થાય. મહા શુદ છઠ ગુરૂવારી રાત્રિ નિર્મળ હોય તો ત્રણ માસમાં રૂ, સૂતરના બમણા ભાવ થાય.

૩૬ મહા શુદ ૫ રવિવારી અને ૧૧ શનિવારી હોય તો દુર્ભિક્ષ થાય.

૩૭ મહા શુદ ૬ સોમવારી હોય અને આકાશ નિર્મળ હોય તો રૂના ભાવ વધે.

૩૮ મહા સુદ ૫, ૬, ૭ના રોજ વાદળાં થાય તો રૂના ભાવ ફાગણ સુદ ૧૫થી ઘટે અને વાદળાં ન થાય તો ફાગણ વદી ૧થી રૂના ભાવ વધે.

૩૯ મહા સુદિ ૭ના દિવસે વાદળાં થાય તો વૈશાખ માસમાં રૂની તેજી થાય.

૪૦ મહા માસમાં પાંચ રવિવાર હોય તો ઘી તેલના ભાવ વધે.

૪૧ મહા સુદ છઠ બે ઘડીની અંદર હોય તો રૂમાં ૧૫–૨૦ ટકાની મંદી થાય.

૪૨ મહા સુદ ૧૧ બુધવારી હોય તો રૂ, સૂતર, કપાસ, ઘી વગેરે વસ્તુના ભાવ તેજ થાય.

૪૩ મહા સુદ ૧૫ના રોજ વાદળ થાય તો રૂ, કપાસ, સૂતર, ઘી વગેરે ધોળી વસ્તુના ભાવમાં દોઢ માસ સુધી મોટી મંદી આવે અને ચૈત્ર સુદ ૧ લગભગ ખરીદ કરનારને લાભ મળે.

૪૪ મહા વદી ૧૪ ની ઘડીથી મહા વદી ૦)) વધારે ઘડીની હોય તો રૂના ભાવ વધે અને ઓછી ઘડીની હોય તો ભાવ ઘટે.

## ફાગણ માસ

૪૫ ફાગણ માસમાં પાંચ રવિવાર હોય તો રૂના ભાવ વધે.

૪૬ ફાગણમાસના શુક્લ પક્ષમાં વરસાદ થાય તો રૂના ભાવમાં એક માસ સુધી તેજી થાય.

૪૭ ફાગણ શુદ બીજ મંગળવારી હોય તો રૂ, સૂતર, કાપડ, ઘી વગેરે ધોળી વસ્તુના ભાવમાં તેજી થાય.

૪૮ ફાગણ શુદ ૧૨ શુક્રવારી હોય તો રૂ, સૂતર, કપાસ, ઘી વગેરેના ભાવમાં તેજી થાય.

૪૯ ફાગણ શુદી ૧૫ ના ચંદ્રમાની નજીકમાં એક ચાંદરડું હોય તો પંદર દિવસમાં રૂના ભાવમાં તેજી થાય.

૫૦ ફાગણ વદી ૧૨ શુક્રવારી હોય તો એક માસની અંદર રૂ, સૂતર, કપાસ વગેરે ધોળી વસ્તુઓના ભાવ મંદા થાય.

૫૧ ફાગણ સુદ ૮ મંગળવારી અને મીન સંક્રાતિ તે દિવસે થાય તો ઘઉં, સૂતર વગેરેના ભાવ ઘણા વધે. ચાર મહિના સુધી તેજી રહે.

૫૨ ફાગણ શુદ ૧૫ રવિ, મંગળ કે શનિવારી હોય તો ચોખા, ઘી, ઘઉં સંગ્રહ કરવાથી ચૈત્ર માસમાં લાભ થાય.

## ચૈત્ર માસ

૫૩ ચૈત્ર માસમાં પાંચ રવિવાર તથા પાંચ સોમવાર હોય તો રૂ, કપાસ, સૂતર, ઘી વગેરેમાં એક માસ સુધી તેજી થાય.

૫૫ ચૈત્ર માસમાં પાંચ બુધવાર હોય તો રૂ, કપાસમાં તેજી થાય.

૫૫ ચૈત્ર શુદ ૧ શુક્રવારી હોય તો દિવસ ૧૫માં રૂમાં તેજી થાય.

૫૬ ચૈત્ર શુદ ૧ શનિવારી હોય તો એ વરસમાં રૂ, કપાસ, સૂતરના ભાવ મોંઘા થાય.

૫૭ ચૈત્ર શુદ ૧ ને શ્રાવણ શુદ ૧ બુધવારી હોય તો ગોળ, ઘી, તેલના ભાવ વધે.

૫૮ ચૈત્ર શુદ ૧૫ વાદળ, વિજળી, ગાજવીજ અને વરસાદ કે વાયુ હોય તો દુકાળ પડે.

૫૯ ચૈત્ર શુદ ૧૫ નિર્મળ હોય તો વરસ શ્રીકાર થાય.

૬૦ ચૈત્ર શુદ બીજના રોજ ચંદ્રમાના ઉદયથી તે અસ્ત સુધીમાં શ્વેતરંગના વાદળમાં ચંદ્રમા હોય તો તે વરસમાં રૂ, કપાસ, કાપડ, સૂતર વગેરેના ભાવ ઘણા સસ્તા થાય. જો ચંદ્ર અસ્તકાળ સુધી પીળા રંગના વાદળથી ઢંકાઈ રહેલો હોય તો તે વરસમાં રૂ, સૂતર, કપાસના ભાવ ઘણા મોંઘા થાય અથવા ચંદ્રમા, સૂર્ય અસ્ત થયા પછી સંધ્યાકાળે એક ઘડી ગયા બાદ નિર્મળ આકાશ હોવા છતાં પણ દૃષ્ટિએ પડે નહિ તો તે વરસમાં રૂ, સૂતર, કપાસ, ઘી વગેરે ધોળી વસ્તુના ભાવમાં તેજી થાય.

૬૧ ચૈત્ર શુદ ૫ ના રોજ ગાડલી (એટલે પાંચ તારા) જોતાં, ચંદ્ર એટલે વેપારી આગળ હોય તો રૂના ભાવ વધે. ગાડલીની પાછળ ચંદ્ર હોય તો રૂના ભાવ ઘટે. (વધુ વિગત માટે વર્ષપ્રબોધ ગ્રંથમાં રોહિણી, શકટ, વિચાર, જુઓ).

૬૨ ચત્ર શુદિ ૧૧ કે વદિ ૧૧ રવિવારી હોય અને ભાવ મંદા હોય તો રૂ ખરીદ કરવાથી વૈશાખ માસમાં લાભ થાય.

૬૩ ચૈત્ર વદી ૫ મંગળવારી હોય તો આગળ જતાં રૂના ભાવ વધે.

૬૪ ચૈત્ર સુદ ૧મે વિજળી, વર્ષાદ, ગાજવીજ થાય તો શ્રાવણ, ભાદરવામાં વર્ષાદની ખેંચ રહે.

૬૫ ચૈત્ર શુદ પંચમીએ આખો દિવસ આકાશ વાદળાવાળું હોય, પવન બહુ ચાલે અથવા ધનુષ ખેંચે તો ઘઉં ખરીદ કરી શ્રાવણ ભાદરવામાં વેચવાથી સારો લાભ મળે.

## વૈશાખ માસ

૬૬ વૈશાખ માસમાં પાંચ રવિવાર, સોમવાર કે શુક્રવાર હોય તો રૂ, સૂતર, ઘી વગેરે સફેદ વસ્તુના ભાવમાં તેજી થાય.

૬૭ વૈશાખ સુદ ૪–ગણેશ ચોથ ગુરૂવારી હોય તો રૂના ભાવમાં તેજી થાય. આ યોગ સંવત ૧૯૩૩, ૩૭, ૪૦, ૫૪, ૬૭, ૭૭ અને ૯૦માં બન્યો છે. ૯૦ની સાલમાં જેઠ, અસાડ એ માસમાં રૂના ભાવમાં ૬૦ ટકા તેજી થઇ છે અને ઘીના ભાવ ઘટયા છે.

૬૮ વૈશાખ સુદી ૬ને શુક્રવાર હોય તો રૂ, સૂતરના ભાવ મંદા થાય, સુદી ૬ સંપૂર્ણ ૬૦ ઘડીની હોય તો એક માસમાં રૂના ભાવ ઘણા ઘટી જાય. અને ૧૧ માસમાં અર્ધા ભાવ થાય. સંવત ૧૯૫૭, ૭૧, ૭૪ અને ૭૮માં આ યોગ બન્યો છે.

૬૯ વૈશાખ સુદ ૧૦ રવિવારી હોય તો સર્વ શ્વેત વસ્તુમાં કારતક માસ સુધી તેજી થાય. સંવત ૧૯૫૮માં આ યોગ બન્યો છે.

૭૦ વૈશાખ સુદ ૧૫ નિર્મળ હોય તો રૂના ભાવમાં તેજી થાય, સૂતર ઘીના ભાવ પણ વધે. સુદી ૧૫ વાદળવાળી હોય તો મંદી થાય, ત્રણ માસ પછી ભાવ વધે ત્યારે મંદીમાં ખરીદ કરવું.

૭૧ વૈશાખ વદી ૧૪ શનિવારી હોય તો રૂના ભાવ વધે.

## જેઠ માસ

૭૨ જેઠમાસમાં પાંચ સોમ, પાંચ મંગળ, પાંચ બુધ, પાંચ ગુરૂ કે પાંચ શુક્રવાર હોય તો રૂ, સૂતર, કપાસ, ઘી વગેરે વસ્તુના ભાવમાં તેજી થાય.

૭૩ જેઠ શુદ ૧ શનિવારી અને શુદ ૧૫ શનિવારી હોય તો પંદર દિવસમાં ૧૫-૨૦ ટકાની મંદી થાય અને એક માસ સુધી મંદી રહે.

૭૪ જેઠ સુદ ૫ ને શનિવાર હોય તો રૂના ભાવ એક માસ સુધી મંદા રહે.

૭૫ જેઠ સુદ પૂનમે મૂળ નક્ષત્ર હોય તો વરસાદની ખેંચ રહે તેથી અનાજના ભાવ વધે અનેક વર્ષોમાં આ યોગ બન્યો છે.

## અષાડ માસ

૭૬ અષાડ માસની પૂર્ણિમા વાદળાં વડે આચ્છાદિત હોય તો શ્રેષ્ઠ છે. અનાજ સોંઘુ થાય, પૂર્ણિમા નિર્મળ હોય તો અનાજ ખરીદવાથી પાંચ માસે લાભ થાય.

૭૭ અસાડ માસની કર્ક સંક્રાંતિ શનિવારી હોય તો દુકાળ પડે અને ધાન્ય સોંઘું થાય.

૭૮ અસાડ સુદ ૧૧ સોમવાર, ગુરૂવાર કે શુક્રવારી હોય તો વૃષ્ટિ સારી થાય, અનાજ ઘણું પાકે.

૭૯ અસાડ સુદ પંચમીએ રવિવાર, સોમવાર કે મંગળવાર હોય તો સુવૃષ્ટિ થાય.

૮૦ અષાડ શુદ ૨ અને ૯ ના દિવસે સોમ, શુક્ર કે ગુરૂવાર હોય તો જળવૃષ્ટિ શ્રીકાર થાય અને સોંઘવારી રહે. મંગળવાર કે શનિવાર હોય તો વરસાદની ખેંચ રહે, અનાજ વગેરેમાં મોંઘવારી થાય.

૮૧ અષાડી પૂનમ ૬૦ ઘડીની હોય તો સોંઘવારી રહે.

૮૨ અષાડ વદ ૬ ને દિવસે શનિવાર હોય તો ઘઉં ખરીદ કરી કાર્તિક માસમાં વેચવાથી લાભ થાય.

૮૩ અસાડ માસમાં પાંચ બુધ કે ગુરૂવાર હોય તો રૂના ભાવમાં સાધારણ તેજી થાય.

## શ્રાવણ માસ

૮૪ શ્રાવણ માસ અધિક હોય તો અસાડ ને શ્રાવણ બે માસમાં, રૂ અનાજ વગેરેના ભાવ ઘણા વધે.

૮૫ શ્રાવણ માસમાં પાંચ રવિવાર હોય તો દિવસ ૧૫ માં રૂ, સૂતર, કપાસ, ઘી વગેરે ધોળી વસ્તુના ભાવ વધે.

૮૬ શ્રાવણ માસમાં પાંચ ગુરૂવાર કે પાંચ શુક્રવાર હોય તો માસ એકમાં રૂ, સૂતર, કપાસ, ઘી વગેરેના ભાવમાં તેજી થાય.

૮૭ શ્રાવણ વદ ૧ના દિવસે ધૃતિ યોગ હોય તો ધાન્યનો સંગ્રહ કરવો.

૮૮ શ્રાવણમાસની ચૌદશે આર્દ્રા નક્ષત્ર હોય તો ધાન્ય સંગ્રહ કરવો.

૮૯ શ્રાવણ સુદ પૂનમે શ્રવણ નક્ષત્ર હોય તો ધાન્ય ઘણું પાકે.

## ભાદરવો માસ

૯૦ ભાદરવા માસમાં પાંચ બુધવાર હોય તો રૂ, સૂતરના ભાવમાં સાધારણ તેજી થાય.

૯૧ ભાદરવા સુદી ૮નો સૂર્ય કે ચંદ્રમા વાદળથી ઢંકાએલ ન હોય અને નિર્મળ હોય તો રૂ, સૂતરની તેજી થાય અને વાદળમાં હોય તો મંદી થાય.

૯૨ ભાદરવા સુદ ૮ ને મૂળ નક્ષત્ર સોમ કે રવિવારે હોય તો ત્રણ માસ સુધી રૂ, સૂતર અને સોનું મોંઘાં રહે.

૯૩ ભાદરવાની અમાવાસ્યાએ રવિવાર હોય તો ઘી મોંઘું થાય, મંગળ કે બુધવાર હોય તો ધાન્ય મોંઘું થાય, શનિવાર હોય તો તેલ મોંઘું થાય.

૯૪ ભાદરવા વદ ૪ ને દિવસે શનિવાર હોય તો દુકાળ થાય.

૯૫ ભાદરવા સુદ ૯ને દિવસે સ્વાતિ નક્ષત્ર હોય અને શુક્રવાર હોય તો અનાજ અને ઘીમાં સોંઘવારી થાય.

## આસો માસ

૯૬ આસો માસમાં પાંચ મંગળવાર હોય તો રૂ, સૂતર, કપાસ, ઘી વગેરેના ભાવમાં તેજી થાય.

૯૭ આસો સુદ ૯ મંગળવારી હોય તો રૂ, સૂતર, કપાસના ભાવ ચૈત્ર માસમાં તેજી થાય.

૯૮ આસો શુદ ૧૦ રવિવારી હોય તો રૂના ભાવ ઘટે.

૯૯ આસો શુદ ૧૫ના દિવસે વાદળ, વરસાદ થાય તો દિવસ ૧૫–૨૦માં રૂના ભાવમાં ૨૦–૨૫ ટકા તેજી થાય.

૧૦૦ આસો શુદ ૧૫ની રાત્રે ચંદ્રની નજીકમાં એક ચાંદરડું હોય તો રૂના ભાવમાં એક માસની અંદર તેજી થાય.

૧૦૧ આસો વદ ૩ મંગળ, શનિ કે સોમવારી રોહિણી નક્ષત્ર યુક્ત હોય તો રૂ કપાસના ભાવમાં ફાગણ માસમાં તેજી થાય.

૧૦૨ આસો વદ ૧૩, ૧૪, ૦)) અને કારતક શુદ ૧નાં વાદળાં થાય તો અનુક્રમે કારતક, માગશર, પોષ અને મહામાસમાં રૂ, સૂતરના ભાવમાં મંદી થાય.[૧]

## તિથિ ફલ વિચાર [૨]

સુદી છઠનો ક્ષય હોય તો સુદ ૧થી પૂનમ સુધી સારી તેજી થાય છે.

---

૧ દરેક મહિનાનું ફળ વિસ્તારથી જાણવા માટે અમારા તરફથી પ્રગટ થયેલ વર્ષ પ્રબોધ અને અષ્ટાંગ નિમિત્ત ગ્રંથ વાંચો.

૨ પંચાંગોમાં તિથિઓની ફેરફારી હોય છે. માટે શુદ્ધ પંચાંગનો ઉપયોગ કરવો.

વદી છઠનો ક્ષય હોય તો એક મહિના સુધી રૂમાં તેજી થાય. સંવત ૧૯૯૦ વૈશાખ વદ છઠના ક્ષયમાં વૈશાખ વદ ૨ થી વદ ૮ સુધી ૧૫ ટકા તેજી થઇ છે.

વદ છઠ ઘડી બેની અંદર હોય તો રૂમાં ૨૦–૨૫ ટકાની મંદી થાય.

શુદી છઠ ને શુક્રવાર હોય તો શુદ ૧ થી પૂનમ સુધી ૧૫–૨૦ ટકાની મંદી થાય.

શુદી છઠને વદી છઠે શુક્રવાર હોય તો એક માસ રૂમાં મંદી થાય. પણ સાથે ગ્રહોની લાઇન જોઇને વેપાર કરવો.

મહા શુદ ૧ મંગળવારી, ચૈત્ર શુદ ૧ રવિવારી, શ્રાવણ શુદ ૧ શનિવારી હોય તો દુર્ભિક્ષ થાય.

આષાઢ શુદ ૧૧ શનિવારી અને કાર્તિક શુદ ૫ શનિવારી હોય અને શ્રાવણમાં શુક્રનો ઉદય કે અસ્ત થાય તો દુર્ભિક્ષ થાય.

[ઇતિ તિથિફળ વિચાર]



# તેજી મંદી જાણવાની રીત

## [ મૂળ હિન્દીનો ગુજરાતી અનુવાદ ]

૧. કોઈ પણ વસ્તુની તેજી મંદી જાણવી હોય ત્યારે પહેલાં એની રાશિ જાણવી જોઈએ, કેમકે રાશિ જાણ્યા વગર તેજી-મંદી મળી શકતી નથી. વ્યાપારની મુખ્ય મુખ્ય વસ્તુઓની રાશિ આ પ્રમાણે જાણવી—

| | |
|---|---|
| રૂ-મિથુન | ચાંદી ( રજત )-તુલા |
| અળશી-મેષ | સૂતર-કુંભ |
| એરંડા-વૃષભ | શેર-કુંભ |
| સરસવ-કુંભ | બાજરી-વૃષ |
| તલ-તુલા | વસ્ત્ર ( કાપડ )-વૃષભ |

મોતી—નામ પ્રમાણે મોતીની સિંહરાશિ થાય, પણ તેની ઉત્પત્તિ પાણીમાં થતી હોવાથી શાસ્ત્રમાં તેની મીન-રાશિ લખી છે.

સોનું—નામ પ્રમાણે સોનાની કુંભરાશિ થાય, પણ શાસ્ત્રોમાં એની મેષરાશિ જણાવી છે.

ઘઉં—શાસ્ત્રોમાં ઘઉંને ગોધૂમ તરીકે ઓળખાવેલ છે તેથી તેની કુંભરાશિ જાણવી.

ચોખા—શાસ્ત્રોમાં ચોખાને અક્ષત કહેલ છે એટલે તેની મેષરાશિ જાણવી.

જવાર—શાસ્ત્રોમાં જવારને યુગંધરી લખેલ છે તેથી તેની વૃશ્ચિકરાશિ જાણવી.

ખાંડ—ખાંડને શાસ્ત્રોમાં શર્કરાના નામથી લખેલ છે તેથી તેની કુંભરાશિ જાણવી.

૨. તેજી મંદી માટે પહેલા પાંચ ક્રૂર ગ્રહોનું વર્ણન આ પ્રમાણે જાણવું—

સૂર્ય, મંગળ, શનિ, રાહુ અને કેતુ આ પાંચ ગ્રહો ક્રૂર ગણાય છે. સૂર્ય, મંગળ, શનિ, રાહુ અને કેતુ આ પાંચ ગ્રહોમાંથી ગમે તે એક ગ્રહ જે રાશિથી તીજા, છઠ્ઠા, દશમા, કે અગિયારમા સ્થાનમાં આવી જાય તે રાશિની ચીજોના ભાવમાં મંદી થાય, કેમકે આ ઉપચય સ્થાન છે.

આ પાંચ ક્રૂર ગ્રહમાંનો કોઈ પણ એક ગ્રહ જે રાશિથી પહેલા, બીજા, ચોથા, પાંચમા, સાતમા, આઠમા, નવમા કે બારમા સ્થાનમાં આવી જાય તો તે રાશિની ચીજોના ભાવમાં તેજી થાય, કેમકે આ ગ્રહ પીડાસ્થાન ઉપર છે.

૩. હવે ચાર સૌમ્ય-શાંત ગ્રહોનું વર્ણન તેજી મંદી માટે બતાવે છે—

ચંદ્રમા જે રાશિથી ચોથા, આઠમા કે બારમા સ્થાનમાં આવી જાય તે રાશિની ચીજોના ભાવમાં તેજી થાય.

ચંદ્રમા જે રાશિથી પહેલા, બીજા, તીજા, પાંચમા, છઠ્ઠા સાતમા, નવમા, દસમા કે અગિયારમા સ્થાનમાં આવે તે રાશિની ચીજોના ભાવમાં મંદી થાય.

બુધ જે રાશિથી બીજા, પાંચમા, આઠમા દશમા અને અગિયારમા સ્થાનમાં આવે એ રાશિની ચીજોના ભાવ મંદા થાય.

બુધ જે રાશિથી પહેલા, તીજા, ચોથા, છઠ્ઠા, સાતમા, નવમા કે બારમા સ્થાનમાં આવે એ રાશિની ચીજોના ભાવમાં તેજી થાય.

બૃહસ્પતિ-ગુરુ જે રાશિથી બીજા, ચોથા, પાંચમા, સાતમા નવમા, દસમા કે અગિયારમા સ્થાન પર આવે તે રાશિની ચીજોના ભાવમાં મંદી થાય.

બૃહસ્પતિ-ગુરુ જે રાશિથી પહેલા, તીજા, છઠ્ઠા, આઠમા કે બારમા સ્થાન પર આવે એ રાશિની ચીજોના ભાવમાં તેજી થાય.

શુક્ર જે રાશિથી પહેલા, બીજા, તીજા, ચોથા, પાંચમા, આઠમા, નવમા, દસમા, અગિયારમા કે બારમા સ્થાનમાં હોય તે રાશિની ચીજોના ભાવમાં મંદી થાય.

શુક્ર જે રાશિથી છઠ્ઠા કે સાતમા સ્થાન પર હોય એ રાશિની ચીજોના ભાવમાં તેજી થાય.

એટલું યાદ રાખવું કે કોઈ રાશિમાં કોઈ ગ્રહ તેજીના સ્થાનમાં હોય અને તે વેળાએ કોઇ શુભ ગ્રહ બળવાન થઈને તે રાશિ ઉપર દૃષ્ટિ નાખતો હોય તો તેજી ન કરે અને કોઇ અશુભ ગ્રહ બળવાન થઇને તેની તરફ દૃષ્ટિ ફેંકતો હોય તો જરૂર તેજી કરે.

૪. ચંદ્ર કે સૂર્ય જે જે રાશિમાં જાય તે તે રાશિમાં જો તે વખતે મિત્રગ્રહ બેઠો હોય અથવા તો મિત્રગ્રહની એ સૂર્ય કે ચંદ્ર ઉપર પૂર્ણ દૃષ્ટિ પડતી હોય તો તેજી કરવાના સ્થાને પણ મંદી કરે છે.

ચંદ્ર કે સૂર્ય જે જે રાશિમાં જાય તે તે રાશિમાં જો તે વખતે અશુભ—શનિ, રાહુ કે કેતુ—ગ્રહ બેઠો હોય કે તેની પૂર્ણ દૃષ્ટિ પડતી હોય તો મંદી કરવાના સ્થાને પણ તેજીના સૂચક થઇ જાય છે.

ચંદ્ર, સૂર્ય, મંગળ અને બૃહસ્પતિ એ ચાર ગ્રહો સ્વાભાવિક રીતે મિત્ર છે. બુધ અને શુક્ર સૌમ્ય ગ્રહ છે. જો આની સાથે ચંદ્ર કે સૂર્ય આવી જાય તો મંદી કરે અને ઉપર જણાવ્યા મુજબ શનિ, રાહુ કે કેતુની સાથે આવી જાય તો તેજી કરે છે.

૫. સૂર્ય, મંગળ, શનિ, રાહુ અને કેતુ—આ પાંચ ક્રૂર ગ્રહ અને ચંદ્ર, બુધ, ગુરુ અને શુક્ર—આ ચાર સૌમ્ય ગ્રહ આ ઉપર જણાવી દીધા છે તેમજ તેમનાં તેજી-મંદીનાં સ્થાનો પણ બતાવી દીધાં છે. તે તે ગ્રહ તે તે સ્થાન ઉપર આવ્યા હોય અથવા એનો નવમાંશ આવ્યો હોય અને જો તે વખતે તે ઉચ્ચ, મિત્રક્ષેત્રવાળા કે સ્વગૃહી હોય તો પૂરું ફળ આપે-તેજીના સ્થાનમાં હોય તો તેજી કરે અને મંદીના સ્થાનમાં હોય તો મંદી કરે; અને જો નીચ, અસ્ત યા શત્રુ ક્ષેત્રમાં આવે તો તે નબળા પડી જાય છે અને તેથી તેજી કે મંદી કશું કરી શકતા નથી. આ બધી સ્વાભાવિક મૈત્રીની દૃષ્ટિએ વાત કહી.

## વસ્તુની તેજી મંદી જોવાની

# બીજી રીત

૬ વસ્તુની તેજી મંદી ગ્રહોની તાત્કાલિક મૈત્રીથી પણ જોઇ શકાય છે. તાત્કાલિક મૈત્રી આને કહે છે—

अन्योन्यस्य धनव्ययाय सहजव्यापारबंधुस्थितास्तत्काले सुहृदः।

એટલે કે જે ગ્રહથી જે ગ્રહ બીજા, તીજા, ચોથા, દસમા, અગિયારમા કે બારમા સ્થાનમાં આવી જાય તે ગ્રહ તાત્કાલિક મૈત્રીથી મિત્ર થયો સમજવો. તેનાથી પણ તેજી મંદી જોવી. જો આથી કોઈને પૂરી માહિતી ન મળે તો કોઈક સારા જ્યોતિષીને મળીને પૂછી જોવું અને માહિતી મેળવી લેવી. વિદ્યા એ એવી વસ્તુ છે કે એમાં મોટા મોટા બુદ્ધિશાળીઓ પણ થાપ ખાઈ જાય છે, તેથી બરાબર સમજી વિચારીને કરવું જોઈએ, જેમકે કપાસની રાશિ મિથુન છે અને તે રાશિનો સ્વામી બુધ છે. બુધ જે વખતે જે રાશિમાં જ્યાં બેઠો હોય તે રાશિનો સ્વામી તે વખતે બુધથી બીજા, તીજા, ચોથા, દસમા, અગિયારમા કે બારમા સ્થાનમાં હોય તો તે મિત્ર થયો, તે વખતે બુધ બળવાન થઇ ગયો, તેથી તે બુધ પૂરું ફળ આપશે એમ જાણવું. જો નિર્બળ થાય તો ફળ નહીં આપે.

ચંદ્રમા જયારે જ્યારે જે જે રાશિમાં આવે ત્યારે ત્યારે તે રાશિના સ્વામી સાથે તાત્કાલિક મૈત્રીથી મિત્ર છે કે શત્રુ છે તે વાતનો વિચાર કરવો. ચંદ્રમા એ રાશિના સ્વામી સાથે તાત્કાલિક મૈત્રીથી મિત્ર હોય તો પૂરું ફળ આપશે અને જો શત્રુ હોય તો ફળ નહીં આપે.

૭ જે ગ્રહ રાહુની સાથે બેઠો હોય અને રાહુના અંશ કરતાં ઓછા અંશ હોય તો તે રાહુના મુખમાં આવી ગયો જાણવો. દાખલા તરીકે-રાહુ સિંહ રાશિનો ૨૦ અંશ છે.

અને ચંદ્રમા સિંહરાશિનો ૯ અંશ છે. આનું અંતર ૧૧ અંશનું થયું, તો તે વખતે ચંદ્રમા રાહુના મુખમાં છે એમ જાણવું. આ જ પ્રમાણે બધા ગ્રહો માટે જાણવું. જે ગ્રહ રાહુના મુખમાં આવ્યો તે નબળો થઈ ગયો જાણવો. તે વખતે તે કશું ફળ નહીં આપી શકે. જો ૧૨ અંશ કરતાં વધારે અંતર હોય તો તે વખત તે ગ્રહ રાહુના મુખમાં નથી એમ જાણવું. એ બળવાન છે તેથી જરૂર ફળ આપશે.

(તેજી મંદી જોવાની રીત પૂરી થઇ)

कर्कस्थिते चन्द्ररिपौ धातवो दुर्लभा यतः ।

શાસ્ત્રમાં લખ્યું છે કે કર્કરાશિ પર રાહુ હોય ત્યારે સોનું, ચાંદી, તાંબુ વગેરે ધાતુના ભાવ ઘણા વધે છે. ચાંદીમાં ૧૫ ટકાની તેજી થાય છે. મિથુનરાશિ પર રાહુ આવે ત્યારે ચાંદીના ભાવ (કર્ક રાશિથી ઉલટા ફળ રૂપે) ૧૫ ટકા ઘટે છે. સોનું, ચાંદી, તાંબુ મંદી થાય છે.

કન્યારાશિ સાથે રૂનો સંબંધ છે, તેથી કન્યારાશિ પર સૌમ્ય ગ્રહ-બુધ, ગુરુ, શુક્ર, ચંદ્ર—આવે ત્યારે રૂમાં મંદી થાય.

કન્યારાશિ પર ગુરુ આવે ત્યારે ૫૦ ટકા મંદી થાય, તેમજ કન્યારાશિ પર શનિ આવે ત્યારે રૂના ભાવ લગભગ ૭૫ થી ૧૦૦ ટકા વધે.

શનિ, રાહુ અને ગુરુ એ ત્રણ ગ્રહો એકત્ર હોય ત્યારે ભારે ઘટવધ થાય છે. ક્રૂર ગ્રહનું જોર હોય ત્યારે તેજી થાય છે, અને શુભ ગ્રહનું જોર હોય ત્યારે મંદી થાય છે.

तीनो मासा त्रेपनो वर्षा होसो शोष।
अन्न उधारा ना मिळे मिले पइसा रोक॥

પ્રત્યેક શતાબ્દી—સૈકાના ૫૩મા વર્ષમાં નિશ્ચયથી દુકાળનો યોગ બને છે. પ્રાચીન ઈતિહાસથી જણાય છે કે સંવત્ ૭૫૩, ૮૫૩ વગેરેથી ૧૯૫૩ સુધી દુકાળ પડયો છે.

तुलावृश्चिकचापेषु यदा याति शनिश्चरः।
त्रिभागशेषा पृथ्वी मांसशोणितकर्दमैः॥

શનિ જ્યારે તુલા, વૃશ્ચિક અને ધનરાશિ પર આવે ત્યારે સાડાસાત વર્ષ સુધી જગતમાં દુર્ભિક્ષ, અનાવૃષ્ટિ, મહામારી, યુદ્ધ વગેરે દુર્ઘટનાઓથી અસંખ્ય પ્રાણીઓનો સંહાર થાય છે. એ યોગ ૩૦ વર્ષે આવે ત્યારે સાધારણ ફળ કરે, પણ ૬૦ વર્ષે ગુરુની સાથે આવે ત્યારે વિશેષ ફળ કરે છે; ભયંકર દુષ્કાલ પડે છે.

## અપવાદ

૧. શુક્રવારે ચંદ્રનો ઉદય હોય તો રૂમાં તેજી કરે, પણ શુદિ ૪નો ક્ષય હોય તો રૂમાં મંદી થાય.

૨. કૃતિકા નક્ષત્ર હોય તે દિવસે રૂમાં મંદી થાય છે, પણ શુદિ ૯ રવિવારી અને શુદિ ૧૦ ગુરુવારી હોય અને વચમાં શનિવારે કૃતિકા નક્ષત્ર હોય તો ચાર દિવસમાં ૫–૭ ટકા તેજી થાય છે. અર્થાત્ કૃતિકા નક્ષત્રના દિવસે મંદી ન થતાં તેજી થાય છે.

૩. મંગળ અને શનિ એકત્ર થાય ત્યારે રૂમાં તેજી

થાય, પણ કુંભરાશિ ઉપર એકત્ર થાય ત્યારે ૨૦ ટકા ઘટે છે.

૪. મીનરાશિનો ગુરૂ સફેદ ચીજમાં મંદી કરે. પણ રૂમાં પાંચ માસ સુધી તેજી કરે છે.

૫. મેષ, મિથુન, વૃષભ રાશિમાં ગુરુનો અસ્ત થાય તો તે મોંઘવારી કરે અને કન્યા તથા મીન રાશિમાં અસ્ત થાય તો સોંઘવારી કરે.

૬. ગુરુવારી તિથિ ક્ષય હોય અને શુદિ ૧૦ શુક્રવાર હોય તો રૂમાં ૨૫ ટકા તેજી થાય, પણ સંવત ૧૯૮૮ ના ભાદરવા શુદિ ૯નો ક્ષય હતો તેથી રૂમાં મંદી થઇ છે, પાંચ દિવસમાં ૩૦ ટકા ઘટયા છે. સંવત ૧૯૯૨માં પોષ શુદિ ૯ ગુરુવાર ક્ષય તિથિ હતી, પણ ધનરાશિમાં સૂર્ય રાહુ એકત્ર હતા તેથી ૨૦ ટકા ઘટયા હતા.

૭. શુદિ પક્ષમાં તિથિ ક્ષય હોય તો રૂમાં તેજી થાય, પણ શુદિ ૪નો ક્ષય હોય તો રૂમાં મંદી થાય છે.

## સંવતનો વર્તારો કાઢવાની રીત

૧. ચૈત્ર શુદિ ૧ના દિવસે જે વાર હોય તે વર્ષનો રાજા અને મેષ સંક્રાન્તિના દિવસે જે વાર હોય તે વર્ષનો દીવાન જાણવો. રાજા અને દીવાન સોમ, બુધ, ગુરુ, કે શુક્ર હોય તો સારું અને રવિ, શનિ કે મંગળ હોય તો ખરાબ જાણવું.

૨. આર્દ્રા નક્ષત્ર ઉપર સૂર્ય આવે તે દિવસે, જેઠ શુદિ ૧ના દિવસે, અષાડ મહિનાના રોહિણી નક્ષત્રના દિવસે અને દિવાળીના દિવસે સોમ, બુધ, ગુરુ કે શુક્રવાર હોય તો ઘર-ઘર આનંદમંગળ થાય.

૩. જે વર્ષમાં ૩૫૫ દિવસ હોય તે વર્ષ સારું અને ૩૫૪ દિવસ હોય તે ખરાબ જાણવું. જે વર્ષમાં બાર સંક્રા-

ન્તિના મુહૂર્તોની સંખ્યા ૩૬૦ થાય તે સારું અને ઓછી થાય તે ખરાબ. આખા વર્ષની બધી પૂનમની ઘડીઓ તથા બધી અમાવાસ્યાની ઘડીઓને ભેગી કરવી, જો અમાવાસ્યાની ઘડીઓ પૂનમની ઘડીઓથી વધી જાય તો ખરાબ અને પૂનમની ઘડીઓ અમાવાસ્યાની ઘડીઓથી ઘટી જાય તો વર્ષ સારું થશે એમ જાણવું.

૪. જે વર્ષે અક્ષય તૃતીયા—અખાત્રીજ—ના દિવસે રોહિણી નક્ષત્ર ન હોય, પોષ મહિનાની અમાવાસ્યાના દિવસે મૂલ નક્ષત્ર ન હોય, શ્રાવણ શુદિ પૂનમના દિવસે શ્રવણ નક્ષત્ર ન હોય અને કાર્તિક શુદિ પૂનમના દિવસે કૃતિકા નક્ષત્ર ન હોય તો દુકાળ પડે. આ ચાર તિથિઓ વર્ષના ચાર થાંભલા રૂપ છે.

૫. જે વર્ષમાં અષાડ શુદિમાં બુધનો ઉદય હોય અને શ્રાવણ મહિનામાં શુક્રનો અસ્ત હોય તો જમાનો બગડે અને દુકાળ પડે.

૬. જે વર્ષે ચોમાસાના દિવસોમાં કર્ક, કન્યા, મકર અને મીનરાશિ ઉપર શુભ ગ્રહ હોય તે વર્ષે વરસાદ સારો થાય, અને જો ક્રૂર ગ્રહ હોય તો વરસાદ ઓછો થાય. અષાડ શ્રાવણ માસમાં કર્ક ઉપર અને ભાદરવા આસોમાં કન્યા ઉપર બુધ શુક્ર જરૂર આવે છે. પણ જ્યારે શનિ, રાહુ કે કેતુ આવી જાય ત્યારે વરસાદ રોકાઇ જાય છે.

शुक्रस्यास्तमने वृष्टिरुदये च बृहस्पतौ ।
चलितांगारके वृष्टिस्त्रिधा वृष्टि: शनैश्वरे ॥

૭. ચોમાસાના દિવસોમાં જ્યારે શુક્ર અસ્ત થાય, બૃહસ્પતિ ઉદય થાય, મંગળ જ્યારે રાશિને બદલે અથવા શનિ ઉદય—અસ્તમાર્ગી કે વક્રી થાય તે દિવસે વરસાદ જરૂર થાય.

## સપ્તનાડી ચક્ર

૮. ચંડ, પ્રચંડ, દહન, સૌમ્ય, જલ, નીર અને અમૃત આ સાત નાડીઓ જ્યોતિષ શાસ્ત્રમાં વર્ણવી છે, તેનું ચક્ર નીચે આપવામાં આવે છે.

### [सप्तनाडी चक्रम्]

| | चंड, | प्रचंड, | दहन, | सौम्य, | जल, | नीर, | अमृत, | |
|---|---|---|---|---|---|---|---|---|
| | कृ | रो | मृ | आ | पु | पु | अ | |
| चंड, भ | | | | | | | | म, अमृत, |
| प्रचंड, अ | | | | | | | | पू, नीर, |
| दहन, रे | | | | | | | | उ, जल, |
| सौम्य, उ, | | | | | | | | ह, सौम्य, |
| जल, पू, | | | | | | | | चि, दहन, |
| नीर, श, | | | | | | | | स्वा, प्रचंड, |
| अमृत, ध, | | | | | | | | वि, चंड, |
| | श्र, | अ, | उ, | पू, | मू, | ज्ये, | अ, | |
| | अमृत, | नीर, | जल, | सौम्य, | दहन, | प्रचंड, | चंड, | |

આ સાત નાડીને જાણવી જોઇએ, જેથી વરસાદનું જ્ઞાન થાય.

૯. ચોમાસાના દિવસોમાં આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની અને હસ્ત, આ નક્ષત્રો ઉપર સૂર્ય આવે છે. આ નક્ષત્રોની નાડી સૌમ્ય, જલ, નીર, અમૃત અને ફરી પાછી અમૃત, નીર, જલ, સૌમ્ય છે. ચંદ્ર, મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ વગેરે ગ્રહો પણ આ નક્ષત્રો ઉપર અનુક્રમે પર્યટન કરે છે. ચોમાસાના દિવસોમાં જ્યારે સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, બૃહસ્પતિ અને શુક્ર સૌમ્ય, જલ, નીર, અને અમૃત નાડી ઉપર આવે ત્યારે વરસાદ સારો થાય. ચોમાસાના ચાર મહિનામાં જે નક્ષત્ર ઉપર રાહુ હોય તેના ઉપર જે જે દિવસે ચંદ્રમા આવે તે તે દિવસે વરસાદ થાય.

एकनाडीसमायातौ चंद्रमाधरणीसुतौ ।
यदि तत्र भवेज्जीवः करोत्येकार्णवां महीम् ॥ १ ॥

૧૦ અર્થ—ચોમાસાના દિવસોમાં જ્યારે જ્યારે ચંદ્રમા અને મંગળ એક નાડી ઉપર આવે તે તે દિવસે વરસાદ અવશ્ય થાય. જો એમાં બૃહસ્પતિ પણ સાથે મળે તો તે દિવસે દુનિયાના ત્રણ ભાગના ગામ-નગરમાં ઘણો વરસાદ થાય. 'સમયસાર' ગ્રંથમાં લખ્યું છે કે મંગળ વક્ર થાય તો ખરાબ છે, પણ જૈન જ્યોતિષ ગ્રંથ 'ત્રૈલોકય પ્રકાશ'માં લખ્યું છે કે મંગળ વક્ર થાય તો સારો છે, તેથી સુકાળ થાય.

बुधः शुक्रः समीपस्थः करोत्येकार्णवां महीम् ।
तयोरंतगतो भानुः समुद्रमपि शोषयेत् ॥ १ ॥

૧૧ અર્થ—ચોમાસાના દિવસોમાં બુધ અને શુક્ર ભેગા થાય તો વરસાદ ખૂબ થાય. અને જો એ દિવસોમાં આ બેની વચમાં સૂર્ય આવે તો વરસાદની ખૂબ ખેંચ રહે.

चित्रास्वातीविशाखासु यस्मिन्मासे न वर्षणम् ।
तन्मासे निर्जला मेघा इति भद्रमुनेर्वचः ॥ १ ॥

અર્થ—જેઠ, અષાડ, શ્રાવણ અને ભાદરવા મહીનામાં જે જે દિવસે ચિત્રા, સ્વાતી, વિશાખા આવે તે ત્રણ દિવસોમાં વાદળાં, વીજળી કે વરસાદ ન થાય તો તે તે મહિનામાં વરસાદ ઓછો થાય, અને જો વાદળાં, વીજળી, છાંટાં કે વરસાદ થાય તો તે તે મહિનામાં વરસાદ સારો થાય એમ ભદ્ર મુનિનું ફરમાન છે.

૧૩. જ્યારે જ્યારે બુધ અને શુક્રનો મેળાપ થાય કે ગુરુ અને શુક્રનો મેળાપ થાય અથવા બુધ અને ગુરુનો મેળાપ થાય એ વખતે અવસર સારો રહે.

૧૪. જ્યારે સૂર્ય કૃતિકા નક્ષત્ર ઉપર આવે અને જેટલા દિવસ સુધી રહે તે દિવસોમાં વાદળાં, વીજળી, છાંટાં કે વરસાદ થાય તો સારાં છે, ચોમાસાના દિવસોમાં વરસાદ સારો થશે. જો કૃતિકાના સૂર્યમાં વાદળાં, વીજળી, છાંટા કે વરસાદ ન થાય તો ચોમાસાના દિવસોમાં વરસાદ સારો નહીં થાય એમ જાણવું.

૧૫. જ્યારે શુક્ર વક્ર થાય ત્યારે દુનિયા લહેર કરે; જ્યારે બુધ વક્ર થાય ત્યારે દુનિયાની ઉન્નતિ થાય; જ્યારે શનિ વક્ર થાય ત્યારે રોગચાળો ચાલે અને જ્યારે મંગળ વક્ર થાય ત્યારે સુકાળ રહે. જો ચંડ, પ્રચંડ, દહન નાડી

ઉપર વક્ર થાય તો પણ કોઈ હરકત નહીં, કેમકે મંગળનું વક્ર થવું સારું છે.

૧૬. જે વર્ષે બધી સંક્રાંતિ ૪૫ મુહૂર્તની હોય તે ઉત્તમ, ૩૦ મુહૂર્તની હોય તે મધ્યમ અને ૧૫ મુહૂર્તની હોય તે સારી નહીં.

૧૭. જે વર્ષે અગસ્તિ નામનો તારો રાતની વેળાએ ચંદ્ર શુક્રની હારમાં ઊગે તે સારું છે.

૧૮. ધન કે મીન રાશિ ઉપર મંગળ, શનિ અને રાહુ ભેગા થાય તો સારું નહીં. મંગળ, શનિ કે રાહુ જો રોહિણી શકટને વીંધે તો ઘણું જ ખરાબ છે.

૧૯. શુક્ર જો શુકલ પક્ષમાં અસ્ત થઈને શુકલ પક્ષમાં જ ઉદય થાય તો ઘણું જ ખરાબ છે. તેથી રાજા-પ્રજાને હેરાનગતિ થાય. શુક્ર જ્યારે પશ્ચિમમાં અસ્ત થઈને પૂર્વમાં ઊગે તો આશરે આઠ દિવસ લાગે અને જો પૂર્વમાં અસ્ત થઈ પશ્ચિમમાં ઊગે તો આશરે અઢી મહિના લાગે.

૨૦. જ્યાં લગી મીનરાશિ ઉપર શનિ રહે, કર્કરાશિ ઉપર બહસ્પતિ રહે અને તુલારાશિ ઉપર મંગળ રહે ત્યાં સુધી દુનિયા ઉપર દુઃખ આવ્યા કરે.

૨૧. જ્યારે સાત ગ્રહ એક રાશિ ઉપર આવે અને લાંબા વખત સુધી રહે તો દુનિયામાં બળવો થાય, પણ જો એ સાતમાં રાહુ કે શનિ ન હોય તો કંઈ હરકત નહીં. સૂર્ય, મંગળ, બુધ, બૃહસ્પતિ અને શનિ એક રાશિ ઉપર આવે તો રાજા-પ્રજામાં હેરાનગતિ થાય.

૨૨. શનિ કે મંગળ હસ્ત, મઘા, રેવતી કે આર્દ્રા પર વક્ર થાય તો દુનિયામાં તોફાન થાય. એક રાશિ ઉપર જો શુક્ર શનિ અસ્ત થાય તો દુનિયા હેરાન થાય.

૨૩. જ્યારે સૂર્ય આર્દ્રા નક્ષત્ર ઉપર આવે તે વખતે જો વૃષ લગ્ન હોય અને બુધ સાથે હોય તો સારું છે, તેથી સુકાળ થાય છે. આર્દ્રાના પ્રવેશને દિવસે જે વાર હોય તે મેઘાધિપતિ થાય છે અને કર્ક સંક્રાન્તિના દિવસે જે વાર હોય છે તે શસ્યાધિપતિ-ધાન્યાધિપતિ થાય છે.

૨૪. ચંદ્ર સંવત્સરના ૩૫૪ દિવસ હોય છે અને સૂર્ય સંવત્સરના ૩૬૫ દિવસ હોય છે.

૨૫. શ્રાવણ માસની અમાવાસ્યાના દિવસે જો સૂર્યગ્રહણ હોય તો ત્રણ મહિના પછી રોગચાળો ચાલે અને દુકાળ પડે. આ યોગ સંવત ૧૯૨૫માં થયો હતો અને તે વખતે એ પ્રમાણે જ થયું હતું.

૨૬. શ્રવણ નક્ષત્ર ઉપર જયારે જ્યારે ક્રૂર ગ્રહ આવે ત્યારે ત્યારે અનાજ મોંઘું થાય. રાહુ અને શનિ એક રાશિ ઉપર આવે ત્યારે પણ અનાજના ભાવ મોંઘા થાય. મિથુન રાશિ ઉપર જયારે જયારે શનિ કે રાહુ આવે ત્યારે ત્યારે વખત બગડે. આ જ પ્રમાણે જે જે રાશિ ઉપર આ બન્ને-શનિ અને રાહુ-ગ્રહ સાથે આવી જાય ત્યારે ત્યારે વખત સારો ન રહે.

૨૭. દર વર્ષે ઘણું કરીને જેઠ સુદિ અગિયારસ, બારસ અને તેરસના દિવસે દિવસનાં નક્ષત્ર ચિત્રા, સ્વાતિ, વિશાખા નક્ષત્ર હોય છે. આ દિવસોમાં વાદળાં, વીજળી અને વરસાદની

હીલચાલ ન થાય તો ચોમાસામાં વરસાદ ન થાય અને જો આ દિવસોમાં વાદળાં, વીજળી કે વરસાદની હીલચાલ થાય તો ચોમાસામાં વરસાદ સારો થાય અને સુકાળ થાય. આ બાબત જેઠ શુદિ અગિયારસ, બારસ અને તેરસના દિવસે જોવી જોઇએ.

૨૮. જ્યારે સૂર્ય આગળની રાશિ ઉપર અને શુક્ર પાછળની રાશિ ઉપર હોય અને તે વખતે તેમાં ચંદ્રમા આવી જાય તો તેટલા વખત સુધી અનાજ સોંઘું વેચાય. શુક્ર શનિ જ્યારે એક રાશિ ઉપર હોય અને તેમની પછી બુધ આવી જાય તો ત્યારે પણ અનાજ સસ્તું વેચાય, અને પ્રજા સુખી થાય.

૨૯. મંગળ અને શુક્ર જ્યારે ભેગા થઈને તુલા રાશિ ઉપર આવે તો રાજાઓમાં લડાઇ થાય. રેવતી કે ભરણી નક્ષત્ર ઉપર જ્યારે જ્યારે શનિ, રાહુ કે મંગળ આવે ત્યારે અનાજના ભાવ તેજ થાય. મકરસંક્રાંતિ શુભવારી હોય તો સારું, અશુભવારી હોય તો નહીં સારું.

૩૦. નક્ષત્ર સંવત નક્ષત્રથી બદલાય, ઋતુ સંવત ઋતુથી બદલાય, ચંદ્ર સંવત પૂર્ણિમાથી બદલાય, સૂર્ય સંવત સૂર્ય સંક્રાંતિથી બદલાય અને અભિવર્દ્ધિત સંવત તેર મહિનાથી બદલાય છે, પણ જૈનશાસ્ત્ર કલ્પસૂત્રનું કથન છે કે વ્રત નિયમની અપેક્ષાએ અધિક માસને ગણતરીમાં ન લેવો.

૧ ત્રણ વીસી—૬૦ સંવત્સર અધિકાર વસ્તારથી જાણવા માટે અમારા તરફથી પ્રકાશિત વર્ષ પ્રબોધ અને અષ્ટાંગ નિમિત્ત ગ્રંથ જુઓ.

૩૧ જે જે મહિનામાં શુકલ પક્ષમાં તિથિ વધે તે સારું જાણવું, તેથી આનંદ રહે છે.

૩૨. જે વર્ષમાં આર્દ્રા નક્ષત્ર ઉપર સૂર્ય રાત્રિના વખતે આવે તો તે સારું અને દિવસે આવે તો સારું નહીં. આર્દ્રા નક્ષત્રથી લઇને હસ્ત નક્ષત્ર ઉપર જ્યાં સુધી સૂર્ય રહે તે વરસાદના દિવસો જાણવા અને તે દિવસોમાં સૂર્ય સૌમ્ય, જલ, નીર અને અમૃત નાડી ઉપર જ ગતિ કરે છે. (આ વાત આગળ નાડી ચક્રમાં લખવામાં આવેલ છે તે જુઓ).

૩૩. ચિત્રા, અનુરાધા, જ્યેષ્ઠા, કૃતિકા, રોહિણી, મઘા, મૃગશિર, મૂલ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા કે વિશાખા આ નક્ષત્રોની ઉત્તરમાં થઇને જ્યારે ચંદ્રમા ગતિ કરે તે વર્ષે વરસાદ સારો થાય અને સુકાળ થાય. જો આ નક્ષત્રોની દક્ષિણમાં થઇને ચંદ્ર ગતિ કરે તો તે વર્ષે વરસાદ સારો ન થાય અને દુકાળ પડે. આ યોગ આકાશમાં જોવાનો છે. જે લોકો જ્યોતિષચક્રને આકાશમાં જોવાનું જાણતા હશે તે બરાબર જોઇ શકશે.

૩૪. જે વર્ષે પૂંછડીઓ તારો જોવામાં આવે તે વર્ષ લોકો માટે આફતની નિશાની રૂપ જાણવું. અને રૂ અનાજ વગેરે મોંઘાં થાય.

૩૫. ચોમાસાના દિવસોમાં જ્યારે જ્યારે બુધ શુક્ર સિંહરાશિ ઉપર આવે અને તે વખતે ચંદ્રમા પણ સિંહરાશિ ઉપર આવે તો તે દિવસોમાં વરસાદ સારો થાય. બુધ, શુક્ર કે મંગળ એકી સાથે કે જુદા જુદા જ્યારે જ્યારે આશ્લેષા નક્ષત્ર ઉપર આવે ત્યારે ત્યારે દુનિયા લીલાલહેર કરે. તે વખતે આ ત્રણે ગ્રહો અમૃત નાડી ઉપર રહે છે.

शुक्रास्ते भाद्रमासे शुभभगणगते वाक्पतौ सौख्यहेतौ
जेष्ठाद्याहे सुवारे शशिसितभगणेषूदिते निश्यगस्त्ये ।
क्रूरे भूपादिवर्गे विघटिनि समये मंगले वक्रितेऽपि
चापाद्याः पूर्वधिष्ण्ये महरवसुगते जायते दिव्यकालः ॥
—त्रैलोक्यप्रकाश

૩૬. આ શ્લોકનો ભાવાર્થ મજકુર લેખમાં ઉપર લખાઈ ગયો છે તેથી અહીં નથી લખ્યો.

राहुकेतू सदा वक्रौ शीघ्रगौ चंद्रभास्करौ ।
गतेरेकस्वभावत्वात्तेषां दृष्टित्रयं सदा ॥ १ ॥
वक्रगे दक्षिणा दृष्टिर्वामा दृष्टिश्च शीघ्रगे ।
मध्यचारे तथा मध्या ज्ञेया भौमादि पंचके ॥ २ ॥
स्वक्षेत्रस्थे बलं पूर्णं पादोनं मित्रभे गृहे ।
अर्द्धं समगृहे ज्ञेयं पादं शत्रुगृहे स्थिते ॥ ३ ॥
ग्रहाः क्रूरास्तथा सौम्या वक्रमार्गोच्चनीचगाः ।
स्थानं च वेद्यमित्येवं बलं ज्ञात्वा फलं वदेत् ॥ ४ ॥
वक्रग्रहे फलं द्विघ्नं त्रिगुणं स्वोच्चसंस्थिते ।
स्वभावजं फलं शीघ्रे नीचस्थोऽर्द्धफलप्रदः ॥ ५ ॥

૩૭ અર્થ—રાહુ કેતુ હમેશાં વક્ર ગતિ કરે છે, અને ચંદ્ર સૂર્ય હમેશાં શીઘ્ર ગતિ કરે છે. એમની દૃષ્ટિ હમેશાં ત્રણે બાજુ રહે છે. મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ આ પાંચ ગ્રહોની દૃષ્ટિ જ્યારે એ વક્ર ગતિથી ચાલે ત્યારે જમણી તરફ હોય છે, શીઘ્ર ગતિથી ચાલે ત્યારે ડાબી તરફ હોય છે અને મધ્ય ગતિથી ચાલે ત્યારે મધ્યમાં રહે છે. બધાય

ગ્રહો જ્યારે સ્વક્ષેત્રી હોય ત્યારે પૂર્ણ ફળ આપે છે, મિત્રક્ષેત્રી હોય ત્યારે બાર આની ફળ આપે છે, સમ હોય ત્યારે અડધું ફળ આપે છે અને શત્રુક્ષેત્રી હોય ત્યારે ચાર આની ફળ આપે છે. ચાહે ક્રૂર ગ્રહ હોય કે સૌમ્ય ગ્રહ હોય, ચાહે વક્રી હોય કે માર્ગી હોય, ચાહે ઉચ્ચ હોય કે નીચ હોય, ગમે તે હોય તેમનું સ્થાન અને બળ જોઇને ફળ કહેવું જોઇએ. જ્યારે ગ્રહ વક્રી હોય તો બમણું ફળ કરે, ઉચ્ચ કે સ્વક્ષેત્રી હોય તો ત્રણગણું ફળ કરે, શીઘ્ર ગતિ હોય તો સાધારણ ફળ કરે અને નીચ સ્થાનમાં હોય તો અડધું ફળ કરે.

न नंदति विवाहे यात्रायां न निवर्तते ।
न रोगान्मुच्यते रोगी वेधवेलाकृतोद्यमः ॥ १ ॥
तिथिं ऋक्षं स्वरं राशिं वर्णं चैव तु पंचमम् ।
यद्दिने विद्यते चंद्रः तद्दिने स्यात् शुभाशुभम् ॥ २ ॥
ऋक्षाणि क्रूरविद्धानि क्रूरभुक्तादिकानि च ।
भुक्त्वा चंद्रेण मुक्तानि शुभार्हाणि प्रचक्षते ॥ ३ ॥

૩૮ અર્થ—જ્યારે ગ્રહોનો વેધ હોય તે વેળા કોઇ પણ કામનો પ્રારંભ કરવામાં આવે તો તે સફળ ન થાય. વિવાહનો પ્રારંભ કરવામાં આવ્યો હોય તો તેમાં વિઘ્ન આવી પડે. દેશની મુસાફરી શરૂ કરી હોય તો તેમાં લાભ ન થાય. વેધના વખતે રોગ થયો હોય તો મરણતોલ કષ્ટ થાય. જે દિવસ ચંદ્રમા જે તિથિને વેધે, જે નક્ષત્રને વેધે, જે સ્વરને વેધે, જે રાશિને અને જે અક્ષરોને વેધે તેને ત્રૈલોક્યદીપક (सर्वतोभद्र) ચક્રમાં જોઇને શુભાશુભ ફળ બતાવવું જોઇએ. જે જે નક્ષત્રોમાં ક્રૂર ગ્રહોનો વેધ થતે

હોય, જે જે નક્ષત્ર ઉપર ક્રૂર ગ્રહ બેઠો હોય એ નક્ષત્ર ઉપર જો ચંદ્રમા આવીને ચાલ્યો જાય તો તે નક્ષત્ર શુભ થઈ જાય છે.

अकालेऽपि फलं पुष्पं वृक्षाणां यत्र जायते ।
स्वजातिमांसभुक्तिश्च दुर्भिक्षं तत्र रौरवम् ॥ १ ॥
परचक्रागमस्तत्र विग्रहश्च स्वराज्यके ।
ऋतोर्विपर्ययो यत्र दुर्भिक्षं मंडले भवेत् ॥ २ ॥
भूमिकम्पो रजःपातो रक्तवृष्टिश्च जायते ।
देशे सर्वसुखोपेते वेध्यादेवं वदेद् बुधः ॥ ३ ॥
वृक्षाणां जायते वृद्धिः स्वकाले फलपुष्पयोः ।
सुभिक्षं क्षेममारोग्यं प्रजानां तत्र जायते ॥ ४ ॥
स्वचक्रं परचक्रं च न कदाचित् प्रजायते ।
बांधवाः सुहृदयस्तत्र शुभानां वेधसंभवे ॥ ५ ॥

૩૯ અર્થ—જે દેશમાં વૃક્ષો ઉપર અકાળે ફળફૂલ આવે, પશુ પક્ષી પોતાની જાતનું માંસ ખાવા તૈયાર થાય તે દેશમાં દુકાળ પડે. જે દેશ ઉપર બીજાનું લશ્કર ચઢી આવે, પોતાની પ્રજા જાતે જ પરસ્પરમાં લડવા લાગે કે ઋતુમાં ફેરફાર થાય તો પણ તે દેશ ઉપર આફત આવશે. જો ધરતીકંપ થાય, આકાશમાંથી ધૂળ કે લોહીની વૃષ્ટિ થાય તો તે દેશમાં બહુ મોટો ઉપદ્રવ ઉત્પન્ન થશે. અશુભ ગ્રહોના વેધનું આવું જ ફળ હોય છે. જ્યારે શુભ ગ્રહોનો વેધ થાય ત્યારે દેશમાં વરસાદ સારો થાય, પોતપોતાના વખતે ઝાડો ઉપર ફળફૂલ સારી રીતે આવે, રાજા પ્રજામાં કલહ-કંકાસ ન થાય અને ભાઈઓમાં સ્નેહની વૃદ્ધિ થાય.

**[ સંવતનો વર્તારો કાઢવાની રીત સંપૂર્ણ ]**

# તિથિ યોગ

| યોગ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|
| ક્રકચ | ... | ... | ... | ... | ... | શનિ |
| દગ્ધ | શનિ | ... | ... | ... | મંગળ | ગુરૂ |
| ચોથનુંધગ | બુધ | શુક્ર | ગુરૂ | બુધ | મંગળ | સોમ |
| સંવર્તક | મંગળ | શુક્ર | બુધ | ... | શનિ | રવિ ગુરૂ |
| મૃત્યુયોગ | ગુરૂ | ગુરૂ સોમ | બુધ શુક્ર | ગુરૂ શુક્ર | શનિ | રવિ ગુરૂ |
| સિદ્ધિયોગ | રવિ | સોમ બુધ | મંગળ | શનિ | ગુરૂ | મંગળ શુક્ર |
| વજ્રપાત | શુક્ર | અનુરાધા | ઉ. ભા. | ... | મઘા | રે. |
| કાલમુખી | ... | ... | અનુરાધા | ઉત્તરા | મઘા | ... |
| જ્વાલા-મુખી | મૂળ | ... | ... | ... | ભરણી | ... |
| પ્રબલયોગ | ... | ... | ... | ... | ... | ... |

# યંત્ર

| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
|---|---|---|---|---|---|---|---|---|
| શુક્ર | ગુરૂ | બુધ | મંગળ | સોમ | રવિ | ... | ... | ... |
| ... | ... | શનિ | ... | સોમ | રવિ | ... | ... | ... |
| રવિ | ... | ... | ... | ... | ... | ... | ... | ... |
| રવિ શનિ | ... | ગુરૂ | ... | ... | ... | સોમ | મંગળ | ... |
| રાવ સોમ ગુરૂ શુક્ર | બુધ | શુક્ર | શનિ | રવિ મંગળ | સોમ ગુરૂ | સોમ | રવિ બુધ શુક્ર | શનિ |
| બુધ | રવિ શનિ મંગળ | રવિ સોમ શનિ | ગુરૂ | ગુરૂ શુક્ર | બુધ | બુધ | શનિ | ગુરૂ |
| હસ્ત મૂળ | ... | ... | ... | ... | ... | મંગળ શુક્ર | ... | ... |
| ... | રોહિણી | કૃતિકા | | ... | | ચિત્રા સ્વાતિ | ... | ... |
| ... | રોહિણી | કૃતિકા | આશ્લેષા | ... | | ... | ... | ... |
| ભરણી | ... | પુષ્ય | આશ્લેષા | | | ચિત્રા | ... | ... |

# સર્વતોભદ્ર યંત્ર (ગ્રહ નક્ષત્ર વેધ યંત્ર)

| | કૃતિકા | રોહિણી | મૃગશિર | આર્દ્રા | પુન. | પુષ્ય | આશ્લેષા | |
|---|---|---|---|---|---|---|---|---|
| ભરણી | | | | | | | | મઘા |
| અશ્વિની | | | | | | | | પૂ. ફા |
| રેવતી | | | | | | | | ઉ. ફા. |
| ઉ. ભા | | | | | | | | હસ્ત |
| પૂ. ભા | | | | | | | | ચિત્રા |
| શત | | | | | | | | સ્વાતિ |
| ધનિષ્ઠા | | | | | | | | વિશાખા |
| | શ્રવણ | અભિજીત | ઉ. ષા. | પૂ. ષા. | મૂળ | જયેષ્ઠા | અનુરાધા | |

આ અઠાવીસ નક્ષત્રના યંત્ર ઉપર, આગળના પાના ૮૬-૮૭ ઉપરના તિથિયોગ યંત્રમાં જણાવ્યા પ્રમાણે ગ્રહો ગોઠવીને રૂની પંદર દિવસની તેજી મંદી કાઢી જાણી શકાય છે.

## નક્ષત્ર અને વારના સંયોગથી થતા યોગ

| | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| સિદ્ધિ | મૂળ | શ્રવણ | ઉત્તરા ભાદ્રપદ | કૃતિકા | પુનર્વસુ | પૂ. ફા. | સ્વાાત |
| અમૃત-સિદ્ધિ | હસ્ત | મૃગ | અશ્વિનિ | અનુ-રાધા | પુષ્ય | રેવતી | રોહીણી |
| મૃત્યુયોગ | અનુ-રાધા | ઉ. ષા. | શતતારા | અશ્વિનિ | મૃગાશર | આશ્લેષા | હસ્ત |
| યમઘંટ | મઘા | વિશાખા | આર્દ્રા | મૂળ | કૃતિકા | રોહીણી | હસ્ત |
| મુશળ | ભરણી | ચિત્રા | ઉ ષાઢા | ધનિષ્ટા | ઉ. ફા. | જયેષ્ઠા | રેવતિ |
| રાક્ષસયોગ | શતતારા | અશ્વિનિ | મૃગશિર | આશ્લેષા | હસ્ત | અનુ-રાધા | ઉ. ષાઢા |

## તિથિ, વાર અને નક્ષત્રના સંયોગથી થતા યોગો

| | વાર | તિથિ | નક્ષત્ર |
|---|---|---|---|
| કુમારયોગ | સોમ બુધ મંગળ શુક્ર | ૧, ૫, ૬ ૧૦. ૧૧ | અશ્વિની રોહીણી, મઘા, શ્રવણ, પુનર્વસુ. હસ્ત. વિશાખા. મૂળ, પૂર્વભાદ્ર. |
| રાજયોગ | રવિ મંગળ બુધ શુક્ર | ૨, ૩, ૭ ૧૨, ૧૫ | પુષ્ય, મૃગશિર્ષ. ભરણી. પૂ. ફા. પૂ. ષાઢા. ઉ.ભાદ્ર, ચિત્રા, અનુ. ધનિષ્ઠા |
| સ્થવિર | ગુરૂ શનિ | ૪, ૮, ૯ ૧૩. ૧૫ | કૃતિકા, ઉ. ફા. સ્વાતિ. જયેષ્ઠા, ઉ. ષાઢા. શતતારા, રેવતી, આર્દ્રા. આશ્લેષા, |
| દ્વિ-પુષ્કર | મંગળ શનિ ગુરૂ | ૨,૭,૧૨ | મૃગશિર્ષ, ચિત્રા, ધનિષ્ઠા |
| ત્રિ-પુષ્કર | મંગળ ગુરૂ શનિ | ૨,૭,૧૨ | કૃતિકા, પુનર્વસુ, ઉ. ફા. વિશાખા, પૂ. ભા. ઉ. ષાઢા |

[જૈન જ્યોતિષના મહાન ગ્રંથો આરંભ સિદ્ધિ અને નરચંદ્ર જૈન જ્યોતિષમાં આ યોગોનું સવિસ્તર ફળ વર્ણવ્યું છે.]

જે માસમાં પંદર દિવસનું સૂર્ય નક્ષત્ર જે નક્ષત્રનું હોય તે નક્ષત્ર યંત્રમાં જે ઠેકાણે જણાવેલ છે તે ઉપર સૂર્ય મૂકવો.

સૂર્યથી ૧૨મા નક્ષત્ર ઉપર કેતુ મૂકવો.
કેતુથી ૧૭મા નક્ષત્ર ઉપર બુધ મૂકવો.
બુધથી ૪થા નક્ષત્ર ઉપર શુક્ર મૂકવો.
શુક્રથી ૧૪મા નક્ષત્ર ઉપર રાહુ મૂકવો.
રાહુથી ૧૮મા નક્ષત્ર ઉપર મંગળ મૂકવો.
મંગળથી ૧૩મા નક્ષત્ર ઉપર ગુરૂ મૂકવો.
ગુરૂથી ૧૦મા નક્ષત્ર ઉપર શનિ મૂકવો.
શનિથી ૧૫મા નક્ષત્ર ઉપર ચંદ્ર મૂકવો.

ઉપર પ્રમાણે ગ્રહો મૂકતાં ચંદ્ર અને કેતુ એક નક્ષત્ર ઉપર આવે તો ગ્રહો સાચી રીતે મુકાણા છે, એમ સમજવું. ક્રૂર ગ્રહ પાંચ છે—શનિ, રવિ, મંગલ, રાહુ અને કેતુ. શુભ ગ્રહ ચાર છે— ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર.

## તેજી મંદી જાણવાની રીત

ક્રૂર ગ્રહનો વેધ થાય તો રૂના ભાવ તેજી થાય. અને શુભગ્રહોનો વેધ થાય તો રૂના ભાવ મંદી થાય.

ક્રૂર અને શુભ ગ્રહોનો વેધ થાય તો રૂમાં થોડી વધઘટ થાય.

વેધ એટલે ગ્રહો આડા, ઉભા કે ત્રાંસા સીધા લાઇને આવે તે વેધ થયો કહેવાય.

રોહિણી, પુનર્વસુ, સ્વાતિ, મૂળ નક્ષત્રો રૂના ભાવમાં અસર કરે છે.

તિથિ, વાર અને નક્ષત્રના સંયોગે થતા યોગથી વસ્તુ-

ઓના ભાવમાં વધઘટ થાય છે. કેટલાંક અનુભૂત યોગો નીચે મુજબ છે–

ત્રિપુષ્કર યોગ જે દિવસે થાય તે દિવસે રૂ, ચાંદી, અનાજ, એરંડા, અલસી વગેરેના ભાવમાં તેજી થાય.

જ્વાલામુખી યોગ, દગ્ધ યોગ અને ક્રકચ યોગ (ત્રિપુષ્કર યોગ મુજબ તેજી કર્તા છે.

મૃત્યુ યોગ–વાર અને નક્ષત્રના સંયોગે થએલો મૃત્યુ યોગ મંદી કરનાર છે.

રાક્ષસ યોગ મંદી કર્તા છે.

મુશળ યોગ પ્રથમ થોડી તેજી કરીને પછી ભાવ ઘટી જાય છે.

યમઘંટ યોગમાં શરૂઆતમાં થોડી મંદી થઇને પછી તેજી થાય છે.

સિદ્ધિ યોગ અને અમૃત સિદ્ધિયોગમાં કોઇ વાર તેજી થાય છે અને કોઇ વખત મંદી થાય છે.

[ તા. કઃ—તિથિ અને નક્ષત્રની ઘડીઓ અરસપરસ સમાન રહે ત્યાં સુધી ઉપરના યોગોનું ફળ મળે છે. ]

## ખાસ સૂચના

તિથિ, વાર, નક્ષત્રના સંયોગથી જે યોગ બને છે તેમાં જે જે શુભ યોગ છે તે શુભ કાર્યોમાં સારા છે. દુનિયાદારીના વ્યાવહારિક કાર્યોમાં તથા ધાર્મિક માંગલિક કાર્યોમાં શુભ-યોગ, શુભ ફલ દેનાર છે અને અશુભ યોગો જે જણાવેલા છે તેમાં કાર્ય કરવાથી તે તે કાર્યોનું, કાર્યોના કર્તાઓનું

અને જેને માટે કાર્ય કરવાનું હોય તેનું; આ ત્રણેનું અહિત થાય છે. કાર્યમાં મોટું વિઘ્ન આવી કાર્યનો નાશ થાય છે.

શુભ યોગ અમૃતસિદ્ધિ યોગ, સિદ્ધિ યોગ, રાજ યોગ, કુમાર-યોક, રવિયોગ, આ યોગો શુભ કાર્યમાં સારા છે.

અશુભ યોગ-મૃત્યુયોગ, યમઘંટ, મુશળ, જ્વાલામુખી રાક્ષસયોગ, એ અશુભયોગ છે.

શુભયોગ અને અશુભયોગનું સવિસ્તર વર્ણન અને તેમાં કરવા લાયક અને ન કરવા લાયક વ્યાવહારિક કાર્યોનું સવિસ્તર વર્ણન, આરંભ સિદ્ધિ નામે મહાન જૈન જ્યોતિષ ગ્રંથમાં અને નરચંદ્ર જૈન જ્યોતિષ ગ્રંથમાં છે.

વીસમી સદીના સુધારકો જેઓ જ્યોતિષને સપ્રમાણ ન માનતા હોય તેઓએ આ યોગ મુજબ અનુભવ કરવો, જેથી તેની સત્યતા માટે સ્વયમેવ ખાત્રી થશે.

## પંચક અધિકાર

૧. ગુરૂવાર અને શુક્રવારે પંચક બેસે તો તેજી કરે અને રવિ, સોમ, બુધ કે શનિવારે બેસે તો મંદી કરે. મંગળવારે બેસે તો વધઘટ કરીને તેજી થાય. બુધવારે બેસે તો સારી મંદી થાય. એક માસમાં ૧૫-૨૦ ટકા ઘટે.

૨. પંચક જે દિવસે બેસે તે દિવસે જે ભાવ હોય તે ભાવથી પંચક ઉતરતાં તેજી રહે તો એક માસ સુધી તેજી ચાલે અને મંદી ભાવ રહ્યા હોય તો એક માસ સુધી મંદી રહે.

૩. પંચકમાં પહેલા ૨ાા દિવસોમાં તેજી રહે તો પાછ-

બીના રાા દિવસમાં મંદી થાય, પહેલાં મંદી રહી હોય તો પાછળ તેજી થાય.

૪. પાંચ દિવસ એક સરખી તેજી ચાલે તો વિશેષ ફલ કરે છે અર્થાત્ એક મહિનામાં સારી તેજી થાય.

૫. પાંચે દિવસ મંદી ચાલે તો આખો મહિનો મંદીમાં પસાર થાય. કુંભ રાશિ અથવા મીન રાશિ પર ગુરૂ અને શનિ એકત્ર હોય અને પંચક બેસે એટલે કુંભનો અથવા મીનનો ચંદ્ર થાય ત્યારે ગુરૂ અને શનિ સાથે ચંદ્ર થતાં આ ત્રિક સંયોગે રૂમાં તેજી થાય છે.

૬. કુંભનો ચંદ્ર ૪૫ ઘડી પછી લાગે અથવા ૧૨ ઘડી પહેલાં લાગે અને મીનનો ચંદ્ર પણ એ રીતે ઊતરે તો એક માસ સુધી રૂ તથા શેરમાં તેજી થાય. આ મુજબ પંચક ન બેસે ઓછાવત્તા ટાઇમે બેસે અને તે દિવસે શુક્રવાર હોય તો પાંચ દિવસ તેજી કરે, પછી ભાવ ઘટી જાય.

દિવસના ભાગમાં જ્યાં સુધી તૈતલકરણ હોય ત્યાં સુધી રૂમાં તેજી રહે. તે યોગ પૂરો થતાં ગરકરણ બેસે તે રૂમાં મંદી કરે.

મઘા નક્ષત્ર રૂમાં મંદી કરે.

શ્રવણ નક્ષત્ર સોમવાર, ગુરૂવારે હોય તો રૂમાં મંદી કરે.

મંગળ, બુધ, શુક્ર કે શનિવારે શ્રવણ નક્ષત્ર રૂમાં તેજી કરે.

ધનિષ્ટા નક્ષત્ર, સોમ અને બુધવારે મંદી કરે. મંગળવાર, ગુરૂવાર, શુક્રવાર અને શનિવારે હોય તો રૂમાં તેજી થાય.

સાઠ ઘડીનું નક્ષત્ર તેજી કર્તા છે.

કૃતિકા નક્ષત્ર સોમ, બુધ કે શનિવારે તેજી કર્તા છે. મંગળ, ગુરૂ, શુક્રવારે મંદી કર્તા છે.

પુષ્ય નક્ષત્ર સોમવારે તેજી કરે. બીજા વારોમાં મંદી કરે. ૬૦ ઘડીનું પુષ્ય નક્ષત્ર તેજી કર્તા છે.

ભરણી નક્ષત્ર મંદી કર્તા છે. ફક્ત બુધવારે હોય તો રૂમાં તેજી કરે. પંચાંગમાં સોમ પ્રદોષ હોય ત્યારે રૂમાં મંદી થાય અને મંગળ કે શનિ પ્રદોષ હોય ત્યારે તેજી થાય.

## વૃશ્ચિકનો ચંદ્ર (વિછુડો)

શુક્લ પક્ષમાં દિવસના ભાગમાં વૃશ્ચિકનો ચંદ્ર થાય તો રૂ બજારમાં તેજી થાય.

મંગળવારે વૃશ્ચિકનો ચંદ્ર થાય તો રૂમાં તેજી થાય છે. રાત્રિના ભાગમાં વૃશ્ચિકનો ચંદ્ર થાય તો મંદી કરે.

## સ્વર વિજ્ઞાન[1]

જ્યારે સૂર્યનાડી બારથી સોળ અંગુલ પ્રમાણ નીચે ચાલતી હોય ત્યારે વેપારનો પ્રારંભ કરવાથી અવશ્ય લાભ થશે.

## સાત વારની વધઘટનો અનુમાન ક્રમ

રૂના ભાવ સોમવારે તેજી હોય તો મંગળવારે મંદી થાય, અને સોમવારે મંદી રહે તો મંગળવારે તેજી થાય.

જ્યારે એક તરફી તેજી ચાલતી હોય ત્યારે સોમવારે તેજી હોય તો મંગળવારે ભાવ મંદીમાં ખૂલીને પછી તેજી

---

૧. ધાર્મિક અને વ્યાવહારિક કાર્યો કયા સ્વરમાં કરવાં જોઇએ તે સંબંધી વિશેષ વર્ણન માટે અમારા તરફથી પ્રસિદ્ધ થયેલ વર્ષ પ્રબોધ અને અષ્ટાંગ નિમિત્ત ગ્રંથમાં સ્વરોદય વિચાર વાંચો.

થાય. તેવી જ રીતે મંદીની લાઇન માટે સોમવારે મંદી હોય તો મંગળવારે તેજી ખૂલીને બંધ બજાર થતાં સુધી ભાવ ઘટી જાય.

મંગળવારે તેજી થાય તો બુધવારના ૧૨ વાગ્યા સુધી તેજી રહે, ફેર મંદી આવે. એ રીતે મંગળવારે મંદી રહે તો બુધવારના ૧૨ વાગ્યા સુધી રહે પછી તેજી થાય.

બુધવારે ખુલતા બજારે જે ભાવ હોય તે ભાવ શનિવાર પહેલાં એક વાર આવી જાય.

બુધવારે બંધ બજાર ભરપુર તેજીમાં બંધ રહે તો ગુરૂવારે મંદી આવે.

ગુરૂવારે તેજી કે મંદી બજાર ચાલે તો તે મુજબ શનિવાર સુધી રહે.

શુક્રવારે તેજી ચાલે તો પાછી મંદી આવે. શુક્રવારની તેજી પાકી તેજી નહિ, પણ તેજીની લાઇન ચાલવાની હોય તો શનિવારે ખૂલતાં જ મંદી બજાર ખૂલીને પછી તેજી થાય છે.

શનિવારે બજાર તેજી થાય તો આઠ દિન સુધી તેજી ચાલુ રહે. તેમજ શનિવારે મંદી ચાલે તો એક સપ્તાહ મંદી ચાલે. ગુરૂવારે કોઈ પણ ચીજના જે ભાવ હોય તે ભાવ પાછા ન થયા હોય અને એક તરફી બજાર તેજી કે મંદી ચાલે તો એક સો દિવસમાં પાછા ગુરૂવારના ભાવ આવી જાય છે.

રવિવારે કોઈ પણ વસ્તુની તેજી હોય તો સોમવારે મંદી આવે, અને રવિવારે મંદી હોય તો સોમવારે તેજી થાય.

સોમવારે ભાવ એકદમ ઘટી ગયો હોય તો મંગળવારનો

બજાર જોઇને તેજીનો વેપાર કરવો. બુધવારે થોડી મંદી થઇ ગુરૂવારે સારી તેજી થાય.

મંગળવારના ભાવથી બુધવાર મંદીમાં પસાર થાય તો ગુરૂવારે પણ થોડી મંદી થઇને પછી તેજી થાય.

મંગળવારે તેજી થાય અને શનિવાર પણ તેજીમાં હોય તો આવતા મંગળવાર સુધી તેજી થાય, પણ જો શનિવારે મંદી થાય તો તેજી અટકી ગઈ સમજવી.

સટ્ટા કરવાવાળાઓનું આ અનુમાન છે.

વ્યાપાર દર્શન
સમાપ્ત

